॥ ॐ શ્રીં ॥

# શ્રી શ્રેયઃ સુધાકર

ની

# કાવ્ય જ્ઞાન રશ્મિ.

प्रेरक

દુર્ગેશ્વર નટવરજી ત્રીવેદિ. બી. એ.

હજુર ડેપ્યુટી કલેકટર-સુરત.

प्रकाशक

પ્રભુશંકર નરભેરામ વ્યાસ.

પ્રાણાયામ, કાવ્યકુસુમ, સદ્બોધ સ્તવનમાળા,
મૂલ્યવાન રત્નો વિગેરે પુસ્તકોના કર્ત્તા અને
ચંદ્રપ્રકાશ માસિકના તંત્રી.-સુરત.

આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૩.

કીંમત રૂ. એક.



ॐ आनंदो ब्रह्मेति व्यजानात् ।
आनंदाद्ध्येव खल्वि मानि
भूतानि जायन्ते ॥
आनंदेन जातानि जीवन्ति ।
आनंदं प्रयंत्य भि संविशन्तीति ॥

तैत्तिरीयोपानिषत् ॥



# भारतनी उन्नति करवा ईश्वरने प्रार्थना.

## પદ. ૧ ( અદ્‌ભુત રચના શી અહા. એ લય. )

ભારતની ચઢતી કરજો, હરજો ભય જગરાય,
ઘર ઘર જન સઉ સુખી થાય, તન મન બળથી સોહાય,
દ્રારિદ્રય ન પણ ક્યાંહિ જણાય, કૃત યુગ સર્વ સ્થળે વર્તાય. ભારત૦
બ્રાહ્મણથી બ્રહ્મત્વ ગ્રહાય, ક્ષત્રિય ક્ષાત્રપણાને રહાય. ભારત૦
કૃષિવાણીજ્યે વૈશ્ય વહાય, શુદ્રે સેવાથી ન ચળાય; ભારત૦
વેદ ધ્વનિ ગભીર શુણાય, યજ્ઞોનો ધૂમ ગગને જાય, ભારત૦
ગુરૂકુળ સ્થળ સ્થળ રમ્ય સ્થપાય, બ્રહ્મચર્ય દ્રઢ પુર્ણ પળાય ભારત૦
શમદમ દેવી ગુણ સધાય, સ્ત્રી ગૌ વિપ્ર ન કોથી દમાય. ભારત૦
વર્ણાશ્રમ ધર્મો રક્ષાય, અધર્મ દુષ્ટાચરણ દળાય, ભારત૦
નાસ્તિકતા નજરે ન ભળાય, દો વર વિનવી નમીયે પાય, ભારત૦

---

# ॥ श्री संमर्पण संकल्पः ॥

॥ हरिः ॐ ॥ अत्राद्य महामांगल्यप्रदे श्री भारत वर्षे सूर्यदेहापुण्यतटे सूर्यपुरनगरे रुधिरोद्गारी नामनि संवत्सरे उत्तरायणगते मीनराशि स्थिते सूर्ये कन्या, कुम्भ, मीन, धन, मेष, वृषभ, मीन, कन्याराशिषु यथाक्रमे चंद्र, भौम, बुध, गुरु, शुक्र, शनि, राहु केतु नामक ग्रहेषु स्थितेषु वसंततौ शुभकारि फाल्गुनमासे शुद्धपक्षे पूर्णिमायांतिथौ उत्तरा फाल्गुनी नक्षत्रे वृद्धि योगे बव-कर्णे एवमादि शुभ दिने श्री श्रेयःसाधकाधिकारिवर्ग शिरोमणि रूप धारणेन प्रणेतृ श्रीमच्छोत्तम तत्व प्रीत्यर्थं सशक्तिकाय परमात्मासद्गुरुशिरोमाणि श्रीमदु-पेन्द्र चरण सरोजेषु समर्पितस्त्विदम् इति ॐ ॥



श्रीमन् छोटालाल जीवनलाल.
तंत्री-महाकाल

# અનુક્રમણિકા.

# ગ્રન્થોદ્‌ઘાટન.

આ પુસ્તક શ્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગ દ્વારા વિવિધ વિદ્વાનો તથા વિદુષી સન્નારીઓના પ્રસિદ્ધ થએલા તેમજ પ્રસિદ્ધ નહિ થએલા એ રીતે બને પ્રકારના કીર્તનોમાંથી સંગૃહીત છે. भिन्नरुचिर्हिलोक એ શાસ્ત્રોક્તિ પ્રમાણે જનસમાજની રૂચી વિવિધ પ્રકારની હોય છે કારણ કે વ્યક્તિ પરત્વે અંતઃકરણની સામગ્રીમાં ભેદ હોય છે. કોઈ ગંભીરતાના ઉલ્લેખથી પ્રસન્ન થાય છે, તો કોઈ હાસ્ય રસથી મસ્ત બને છે. આ બને કક્ષાના અંતરાલમાં વહેચાઇ રહેલી જન સમાજની વિવિધ રસાત્મક વૃત્તિ અનુકૂલ થઈ પડે તેવા ઉદ્દેશથી કીર્તનોના મહાન ભંડારમાંથી પ્રસિદ્ધ કર્તાએ તેવા અનેક વિદ્વાનો તથા વિદુષી સન્નારીઓનાં થોડાં થોડાં કીર્તનો આ ગ્રંથમાં આપ્યાં છે.

જન સમાજના આરંભક સંસ્કારોનું ઉદ્‌ભવસ્થાન સ્ત્રી વર્ગ છે એ વર્ગ પ્રતિ હાલ સુધીમાં ઘણે અંશે જોઇએ તેટલું ઉત્તેજન ઉન્નતિ અર્થે અપાયલું નથી, એમ કહીએ તો અતિશયોક્તિ નહિ ગણાય. તેથી સ્ત્રી વર્ગમાં નિર્મળ ઉત્સાહની અભિવૃદ્ધિ કરવી અને સત્યધર્માચરણ પ્રતિ તેમનું વલણ થાય એવા હેતુથી તેમને અનુરૂપ કેટલાંક કીર્તનો આ ગ્રંથમાં લેવામાં આવ્યાં છે.

શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગના સંસ્થાપક, પ્રાણુ પ્રદાતા તથા ભારત વર્ષમાં નવીન ધર્મ જાગ્રતીને જન્મ આપનાર સાપ્રતકાલીન આચાર્યોના ચુડામણી પરમાત્મા **શ્રીમનૃસિંહાચાર્યજી** ભગવાનના રચેલાં કીર્તનો આ ગ્રંથમા આપવામા આવેલા છે. એ કીર્તનોની સરળ ભાષા તથા શિક્ષિત તેમજ અશિક્ષિત તમામ વર્ગને સન્માર્ગ ઉપર સ્થાપવાનુ અલૌકિક બળ આખી ગુર્જર ગિરાની વાચક પ્રજામાં વિખ્યાત છે એમના કીર્તનો આ ગ્રથની શોભામાં સમર્થ જ્યોત્સના રૂપ છે.

શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગના વર્તમાન સદ્ગુરૂ **શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી** ભગવાનનાં બનાવેલા કીર્તનો લોકને અત્યત આનદ આપનાર ઉત્સાહજનક તથા જીવનબળથી પૂર્ણ કરનાર સર્વત્ર સુપ્રસિદ્ધ છે. શ્રી શ્રેયસાધક અધિકારી વર્ગતો એ કીર્તનોથી અત્યત આનંદરસથી છવાઈ જાય તેમા આશ્ચર્ય નથી. પરંતુ મડળબહારના અનેક વિદ્વાનો આજે એમના લેખને તેમાં ખાસ તેમની કાવ્યચમત્કૃતિને સારી રીતે સ્તવે છે. જેથી એ સબધમા કાંઇ પણ લખવુ, એ સોના ઉપર ઢોળ ચઢાવા જેવુ અનાવશ્યક છે તેઓશ્રીના કેટલાંક કીર્તનો આ ગ્રથમા લીધેલાં છે.

**શ્રીમનૃસિંહાચાર્યજી** ભગવાનના સ્વરુપાવસ્થાન પછી શ્રી શ્રેય.સ્સાધક અધિકારી વર્ગને તથા તત્વવિદ્યાપ્રતિ નિ-

શા વાળી ગુર્જર વાચક પ્રજાને સત્કારનો બોધ આપવાનું પ્રધાન કાર્ય જે વિદ્વાન પુરૂષ દ્વારા થયું છે એવા સમર્થ તત્વવિત આ દેશની તેમજ પશ્ચિમની સદ્વિદ્યામાં નિષ્ણાત એવા શ્રીમાન **વિશ્વવંદ્ય (છોટાલાલ જીવનલાલ)** નાં બનાવેલાં કીતનો પણ આમાં છે. આ મહા પુરૂષના લેખો પ્રજાને બોધ આપવામાં કેટલા વિજયી નિવડયા છે તે વિષે અત્ર એટલુજ કહીશુ કે એ વિદ્વાનના લેખોએ એક સમર્થ આચાર્યના લેખોની ગરજ સારી છે.

ભાવનગર કોલેજના સસ્કૃત પ્રોફેસર શ્રીયુત **જેકિશનદાસ જેઠાભાઈ કણીયાનાં** બનાવેલા પદ્યો પણ આ ગ્રથમા લીધા છે. યોગ અને વેદાંત વિદ્યામા અત્યત સમર્થ નિપુણ વિદ્વાન તરીકે આ સત્પુરૂષ સુપ્રસિદ્ધ છે તેથી એમના કીર્તનોનુ માહત્મ્ય જગત્ પોતાની મેળેજ નિર્ણય લેશે.

અવશિષ્ટ કીર્તનોમા **શ્રીયુત્ કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા** ' ડીરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન ભાવનગર, શ્રીયુત **નગીનદાસ પુરૂષોતમદાસ સંઘવી,** શ્રીયુત્ **ગોવર્ધનભાઈ ઇશ્વરભાઇ પટેલ** બી, એ , શ્રીયુત **જયકૃષ્ણદાસ ગંગાદાસ ભક્ત, જમિયતરામ લક્ષ્મિરામ પંડિત,** શ્રીયુત્ **જગન્નાથ પ્રભાશંકર પંડિત** તથા મ્હારાં અને બીજા અનેક બધુઓના તેમજ આ પ્રકાશકના કીર્તનો

સમાવ્યાં છે. તેની વિશેષ માહિતી પુસ્તકમાં આપેલી અનુક્રમણિકા જોવાથી મળી શકે છે.
આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો બીજો હેતુ આ પણ છે. શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગમાં પ્રવેશેલા સાધક બંધુ તથા ભગિનીઓએ પોતાની કવિત્વ શક્તિને કેટલી કેળવી છે તેનું પણ જોનારને ભાન થાય. અને એ વર્ગના કવિત્વ શક્તિ સંપન્ન બંધુઓ અધિક અધિક પોતાની એ શક્તિને કેળવવા ઉત્સાહી બને અને ઇતર બંધુઓ જેઓએ આ શક્તિને પોતાના અવ્યક્ત પ્રદેશમાંથી પ્રકટ કરી નથી તેને કરવા પ્રયત્નવાન થાય. એવા શુભાશયથી પણ આ પુસ્તક પ્રકટ કરવા સર્વ શક્તિમાન પરમ દૈવી સત્તાની પ્રેરણા થવાથી તે આજે ઉદ્ભવને પામે છે.

શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગમાં પ્રવેશેલાં પુરૂષો તથા સ્ત્રીઓના કીર્તનોનો આ ગ્રંથમા સમાવેશ કરવામાં આવ્યો છે, તે ઉપરથી કોઇએ એમ અનુમાન બાંધવાનું નથી કે એ વર્ગમાં આ પુસ્તકમાં લખ્યા છે તેટલા જ પુરૂષો અને સ્ત્રીઓ કાવ્ય લખનાર હશે. આ પુસ્તકમાં લખ્યાં છે તે શીવાયનાં પણ બીજાં એ વર્ગમાં પ્રવેશેલાં અનેક સજ્જન પુરૂષો અને સ્ત્રીઓ કાવ્ય લખનાર છે. પણ તે સર્વનો સંગ્રહ આ એકજ પુસ્તકમાં આપવા જતાં ઘણોજ વિસ્તાર થઇ જાય તેમ હોવાથી નિરૂપાયે તેમ કરતાં અટકવુ પડયું

છે. ઇશ્વરેચ્છા તો આ પુસ્તકના બીજા વિભાગમાં તે પ્રસિદ્ધ કરવામાં આવશે.

સમુદ્રમાંથી જળ વરાળ રૂપે આકાશમાં જાય છે. અને વૃષ્ટિરૂપે નીચે ઉતરી જગતને જીવન આપનાર અન્ન તથા મિષ્ટ જળના સાધનો કરી આપે છે. મેઘનુ પાણી સમુદ્રના નાના અંશ રૂપ છે. છતાં જગતને પ્રાણ આવવામાં મેઘનું મૂલ્ય વધારે અંકાય છે. શ્રેયઃસાધકઅધિકારીવર્ગના કીર્ત- નો ધર્મની અભિવૃદ્ધિ કરવામાં અત્યંત સમર્થ મનાયલાં છે. તે મહા સમુદ્રમાંથી વૃષ્ટિરૂપે જે થોડો સંગ્રહ જગતને અમે આપીએ છીએ તે ઇશ્વરેચ્છાથી જગતને હિતપ્રદ તથા કલ્યાણમાં સ્થાપનાર થાઓ.

વર્ષાઋતુના આરંભમાં જેવી રીતે વૃષ્ટિનુ પહેલું ઝાપટું પડે છે તે સમય ધુલિ આદિ વટોળીયા સહિત દેખાવ દે છે, તેજ પ્રમાણે આ પ્રથમની વૃષ્ટિમાં જણાય તો તે પછીના ભાગમાં વિશેષ નિર્મળતા માટે તે છે એમ સુજ્ઞ સમજી લેશે

જ્યારે કોઇ સજ્જન મહાશયને આપણે ત્યાં જમવાને તેડીએ છીએ ત્યારે આપણે તેને કેવળ મીષ્ટાનજ પીરસવું યોગ્ય ગણાતા નથી. પણ શાક ચટની ભજીયાં રાઇતાં વિગેરે પણ પીરસીએ છીએ. તેમ આ ગ્રંથમાં કરેલો સંગ્રહ તે પ્ર-

કારની વાચક મહાશયોના ભોજન નિમિત્તની થાળરૂપ નિવડી તેમને યથા રૂચી આનંદ આપો.

પુસ્તક છપાવાનું કામ હાથ ઉપર લીધા પછી તેને કેટલાક કારણોને લઇને ઘણી ત્વરાથી છપાવી પુરૂં કરી નાંખવાથી તેની મુદ્રણકળામાં ઘણી અશુદ્ધિ રહી ગઇ છે સુજ્ઞ વાચકો તેની ક્ષમા અર્પવા કૃપા કરશે. વળી આ પુસ્તકમા પોતાના પદ્યો છપાવવાની જે જે મહાશયોએ રજા આપી છે તેમનો આ સ્થળે ખાસ આભાર માની વિરમાય છે.

સુરત ફાલ્ગુન પૂર્ણિમા. શનિવાર. સંવત ૧૯૬૫.

પ્રેરક.



॥ ॐ ॥

# ॐ श्री शक्तिसहिताय परमतत्वरुप सद्‌गुरवे नमः ॥

## જીવનોદ્દેશ.

ગ્રીષ્મ ઋતુના સાયંકાળને સમયે સમુદ્રના રમણીય તટ ઉપર આખા દિવસના કર્તવ્યથી પરવારી મંદમંદ સમીરની લહરીઓથી શ્રમ મુક્ત હું થતો હતો એટલામા તે સ્થાને હૃદયાકર્ષક પુરુષની મૂર્તિ મ્હારી પાસે આવી. વર્તમાન દેહમા પરિચય પરસ્પરમાં નહોતો થએલો, છતા કોઇ પૂર્વના સંસ્કારથી પ્રેરાઇને તેણે મ્હને પ્રશ્ન કર્યો કે આપ કોણ છો,? ક્યાંથી અત્ર આવાગમન આપનું થયુ છે, અત્ર રહી આપે શું સિદ્ધ કરવા ધાર્યુ છે ?

મ્હારા અંતઃકરણમાં વિચાર ઉઠયો કે નગરનું રક્ષણ કરવાની ચિન્તા વાળી પોલીસ અજાણ્યા પ્રવાસીઓને પણ આવાજ પ્રશ્નો પુછે છે. એનું ઉત્તર સંતોષકારક નથી મળતું તો તે પ્રવાસીના સબંધમાં બે પ્રકારના અનુમાનો થાય છે. એ પ્રવાસીનું મગજ ખસી ગએલુ હોય છે તો ત્હેની સ્મરણશક્તિ છિન્ન ભિન્ન થએલી હોવાથી યોગ્ય ઉત્તર તેનાથી આપી શકાતું નથી. એવાને માટે ગાંડાની ઇસ્પીતાલો જન સમાજે કરી છે. બીજું અનુમાન યોગ્ય

ઉત્તર નહિ આપવામાં એવું થાય છે કે એ પ્રવાસીની પાસે જીવનના સાધનો અનિશ્ચિત છે અથવા બીલકુલ નથી અને તેથી ચોરી ઠગાઇ આદિ કરી જન સમાજને ભય ઉત્પન્ન કરે એવો તે હોવો જોઇએ. એમ ધારી તેની યોગ્ય વ્યવસ્થા થવા ત્હેને માજીસ્ટ્રેટ પાસે રજુ કરવામાં આવે છે.

વળી મ્હને વિચાર આવ્યો કે જેને પ્રાપ્તવ્ય રૂપે નહિ જેવુંજ હોય છે તેમને કર્તવ્ય પણ સાપેક્ષ હોવાથી ઓછું હોય છે, તેવા જનને પણ બાકીના સમયનો શો ઉપયોગ કરવો ત્હેની ખબર નહિ હોવાથી તે સમયના સબંધમાં અનિયમીતપણું બધાઇ જાય છે. ત્હેમની પણ ઉપર પ્રમાણે નિરુત્તર સ્થિતિ બને છે.

સામાન્ય રીતે વ્યવહાર પ્રતિ દૃષ્ટિ કરતાં સહજ સમજાય છે કે મનુષ્ય માત્રનો મોટો ભાગ પ્રાપ્તવ્ય રૂપે અમુક પદાર્થોને અથવા અમુક ક્રિયાઓને નિર્ણીત કરે છે, દ્રવ્ય યશ, પુણ્ય આદિ તથા દ્રવ્ય વડે મળતા પદાર્થો આ પ્રાપ્તવ્યના મોટા ભાગ રૂપે હોય છે પોતપોતાના પ્રાપ્તવ્યની સિદ્ધિની દિશામાં યથ બુદ્ધિ કર્તવ્ય નિષ્ઠાથી યોજાય છે.

જેમને પ્રાપ્તવ્યના સિદ્ધિ સરળતાથી થાય તેવે માર્ગે ચડાવનાર યોગ્ય નેતાની સહાય છે તથા સહકારી કાર્ય કરવા લાગે તેવા સુહૃદ મંડળનો યોગ છે તે પુરુષો વિશેષ ભાગ્યશાળી નીવડે છે

કર્તવ્યના શ્રમના પ્રમાણુમાં વિશેષ પ્રાપ્તવ્યને સિદ્ધ કરે છે, કારણુ કે આ સતસંગતિ દ્વારાપ્રાપ્તવ્યના સંબંધમાં જે જે જ્ઞાતવ્ય છે ત્હેનું ત્હેને વિશેષ જ્ઞાન થએલુ હોય છે. અન્ય ઘણા જન એવા પણુ નજરે ચડે છે કે તેમણે પ્રથમ તો પ્રાપ્તવ્યનું કોઇ પણુ પ્રકારનું નિશ્ચિત સ્વરૂપ બાંધેલું હોતું નથી, પરન્તુ પૂર્વજોથી કુટુમ્બમાં ચાલી આવેલું હોય ત્હેને અથવા તો જેમણે કેલવણી મેળવી છે એ પ્રકારનું અભિમાન ધારણુ કર્યું છે તેવાઓ અને બીજાઓના સંસર્ગ દ્વારા દેખાદેખી અથવા તો માત્ર કર્ણ પરંપરાથી પણુ મોહિત વત્ થઇને અનુકરણુ વૃત્તિને ધારણુ કરેલી હોય છે. એ વૃત્તિને અનુસરીને પ્રાપ્તવ્ય રૂપે માનેલાની પાછળ ધાવન કરનારા માત્ર અનુકરણુથીજ કર્તવ્યમાં યોજાયલા દેખાય છે. જ્ઞાતવ્ય સાથે તેમનો સંબંધ નહિવત્ હોય છે, પરિણામ એ આવે છે કે પ્રકૃતિ વિકારમયી હોવાથી ફળમાં નિરાશા આદિ પ્રાપ્ત થાય છે

આ તરંગમા ઉતરીને મ્હારા સજ્જન પૃચ્છકને ઉત્તર આપવામા આટલો બધો વિલંબ કર્યો તેથી પોતાની અવગણુના થએલી માનીને તે જતો રહ્યો હશે ? અથવા તો એ કોઇ છુપી પોલીસનો માણુસ હશે તો મ્હારે માટે ત્હેણે કેવા પ્રકારનો વિચાર બાંધ્યો હશે, એ વિચારથી ઉંઘમાંથી જાગુ તે રીતે જે સ્થાને પ્રશ્ન કરતી વખતે તે ઉભો હતો

ત્યાં મ્હારી દૃષ્ટિ પ્રસારી. તે સજ્જન નાસી ગયો નહોતો. તે સજ્જનના નયનમાં ઉત્તર ન અપાયાથી છુપા પોલીસના હૃદયદ્વારા ઉઠતા જોવામાં આવતા તિરસ્કારો ન હતા. એ ભાઇ તો શાન્ત, પ્રેમાલ સસ્મિત મુખથી મ્હારા પ્રતિ જોતો પલાંઠી વાળીને તેજ સ્થાને બેઠેલો હતો. હસતાં હસતાં તે બોલ્યો " આપ શા વિચારમાં ઉતરી પડયા છો ? "

મ્હે કહ્યું સન્મિત્ર ! આપના પ્રશ્નો ઉપરથી સામાન્ય દેખાય છે પણ મ્હને તેમાં મનુષ્ય માત્રના જીવનનું નાટક દૃષ્ટિગોચર થઇ રહ્યુ છે. હુ " જીવનનુ નાટક " એ શબ્દો ખાસ ઉદ્દેશથી વાપરું છું. જેવી રીતે નાટય રંગભૂમિ ઉપર વેશ ધારીને રમત કરનાર પાત્રો પોતાનાં સત્ય માનેલાં પુરુષ, સ્ત્રી, આદિ, બ્રાહ્મણ ક્ષત્રિય આદિ, પુત્ર પિતા બન્ધુ આદિ, શત્રુ મિત્ર સેવક શેઠ આદિ ભાવોને વિસારીને અન્ય ભાવોને ધારણ કરે છે અને પછી તે ભાવમાં તલ્લીનતાના પ્રમાણમાં વખણાય છે અથવા વખોડાય છે, તેજ રીતે પ્રામવ્ય, જ્ઞાતવ્ય અને કર્તવ્યના સબંધમાં વિચારનું સ્ફુરણ નાખવાની પણ ગરજ રાખ્યા વિના દેખાદેખી અનુકરણ કરવા કરાવવા જગતનો મ્હોટો ભાગ મચી પડયો છે. ઘણાંને અત્યંત પરિશ્રમ કરવાની ટેવ પડેલી હોય છે. પ્રામવ્યરૂપે શ્રમને અનુભવે છે તથા તે ઉપરાંત ઉપયોગી મનાયલા પદાર્થોને વિશેષ અંશે મેળવે છે. આટલુજ પરિણામ અનુભવ

ગમ્ય થતાં તે કાર્યને અન્તે "હાશ ! થાકીને લોથ થઇ ગયા" વિગેરે નિઃશ્વાસ પૂર્વક સ્વગત્ ઉચ્ચારતા દેખાય છે. કેટલાક વિશેષ કામ કરવાનો અભ્યાસ ઉત્સાહપૂર્વક શનૈ શનૈ કેળવનારા જીવનબળની વિવૃદ્ધિ થતી અનુભવે છે, તેઓની ગણના હું નાટક કરનારાઓમાં કરતો નથી. પરન્તુ એવા જન બહુજ વિરલ મળી આવે છે, જનસમુહનો મોટો ભાગ તો નાટક માયાની રંગભુમીપર માત્ર અનુકરણ વૃત્તિનો પ્રેર્યો નૃત્ય કરી રહ્યો છે અને એ મિથ્યા શ્રમને અન્તે રોગ આદિ ઉપાધિથી પરવશ બની ઓછા વત્તા વેગથી મૃત્યુને શરણે થતો અત્યતાભાવમાં વહેતો જાય છે.

આપે કરેલા પ્રશ્નનું પ્રથમ અંગ ' હું કોણ છું ' એ છે. આનો ઉત્તર પૃચ્છકના આશયની અપેક્ષા રાખે છે આપની સાથે આ મ્હારો પ્રથમનો સમાગમ છે આપના મુખ ઉપર કોઇ અપુર્વ વર્ચસ્ ઝળકી રહેલુ દેખાય છે. પરન્તુ આ પ્રશ્ન દ્વારા ઉપકાર માત્ર કરવાની વૃત્તિ આપના નેત્રમાથી વહેતી જણાય છે. તો હું કોણુ છું એ સંબધમાં જે જે મ્હને સ્ફુરે તે બધુજ હું કહી બતાવું છું. સાયંકાળનો અવકાશનો સમય છે તો કાલ ક્ષેપ માટે ક્ષમા કરશો.

' નિરંજન પ્રસાદ ' એ શબ્દથી પ્રબોધાતાં તે હું છું, એ પ્રમાણે મ્હને માનવાની ટેવ પડી છે. વિશેષ વિચાર કરતાં મ્હને જણાય છે કે આ શબ્દ રૂપી ઉપાધિમાં મ્હારૂં

હું પણ મ્હેં જ્ઞાનપૂર્વક સ્થાપેલુ નથી. મ્હારી ફોઇએ હું છેકજ બાળક હતો તે સમયે એ નામ દેખાદેખી કેટલેક પરિશ્રમે શોધી કહાડી મ્હને અર્પણ કર્યાનું મ્હેં સાંભળ્યું છે. અભ્યાસથી મ્હારું વાસ્તવ હું એ શી વસ્તુ છે ત્હેનો વિચાર કરવાનુ સ્ફુરણ સરખું પણ થવુ આ નામ ઉપાધિએ બધ કરી દીધુ છે, એ વાત મ્હને સમજાઇ છે. છતાં લોક અનુકરણથી કહુ છું કે હું નિરજનપ્રસાદ છું. અથવા વધારે સત્ય બોલુ તો મ્હારૂ નામ નિરજનપ્રસાદ છે, અન્ય વ્યક્તિઓમાથી ભિન્નરૂપે ઓળખાત્રવાના સાધન રૂપ ઉદ્દેશ તેથી સરે છે. મ્હારાં માત પિતા, ભાન્ડુઓ, મિત્રો આદિ, મ્હારી જન્મભુમી શ્રીતટ ત્યાનાં નિવાસી છે. આપનો ત્હેમાંની કોઇ ગણુ વ્યક્તિ સાથે સબધ હોય એવો સંભવ જણાય નહિ ત્યાં સુધી હું અમુકનો પુત્ર છું, હું અમુકનો અમુક સબધી છુ વિગેરે સ્વરૂપે હું છુ એ પ્રકારની ઉપાધીમાં અભિમાનને ધારણ કરીને આપને ઉત્તર આપવામાં વિશેષ પ્રકાશ પડશે એવું મ્હને લાગતુ નથી. મણિક્ય મૌક્તિક આદિ રત્નો દેશ દેશાવરથી હું મંગાવુ છું, તે રત્નો ઉપર મ્હારાં કારખાનામાં વિવિધ સંસ્કારો કરાવું છું તથા ગુપ્ત રીતે કરૂં છું, તેમને વિવિધ વ્યવસ્થામાં ગોઠવું છું. અને પરદેશ વેચવાને માટે મોકલી આપુ છુ. અને આ રીતે દ્રવ્યની વૃદ્ધિ કરતો જાઉ છું, અને તેમ કરવાથી જ-

વેરી એ શબ્દમાં મ્હેં મ્હારા હુંપણાને ધારણ કરેલુ છે. આ ક્રિયાપણ હું દેખાદેખી કરું છું. અને વાસ્તવે મ્હારે એ ક્રિયા શા માટે કરવી કે ન કરવી ત્હેનું સ્વતંત્ર જ્ઞાન હું ધરાવતો નથી, એજ પ્રમાણે દેખાદેખી હું બ્રાહ્મણ છુ, હિંદુ છુ, સૌરાષ્ટ્રીય છું વિગેરે રૂપે નાટક કરી રહ્યો છું.

અમુક ઉપાધિમાં અભિમાનને ધારણ કરવાનું બનવામા ઝીણો વિચાર કરતાં અંતર્ગત રૂપે શમાયલો ઉદ્દેશ હોય એવુ કોઇ કોઇ સમયે મ્હને સમજાય છે. વિશેષતઃ વ્યવહારની સરળતાએ ઉદ્દેશરૂપે દેખાય છે.

જનસમૂહ પ્રતિ વૃત્તિ જતાં જેને હીપ્નોટીઝમ એવા નામથી ઓળખીએ છીએ તેવું કાંઇક બધાનેજ વળગ્યું હોય એમ દેખાય છે. હીપ્નોટીઝમમાં પ્રયોગ કર્તા સ્વતંત્ર હોય તેમ દેખાય છે, પ્રયોગ કરનારથી ઓછા હૃદબળવાળાના અંતઃકરણ ઉપર શબ્દાદિ ચેષ્ટા દ્વારા જે જે સસ્કારોને પ્રેરે છે તે સસ્કારોનો સ્વકીયવત્ તે અલ્પ બળી માનવા મંડી પડે છે અને તે સંસ્કારોને ઉદ્દેશીને વર્તન કરતાં પ્રેરકને સ્વાધિન બની જાય છે અને પોતાની સ્વતંત્ર માનસશક્તિ ને પણ ત્યજી દે છે. લગભગ સર્વાંશે આ પ્રકારની સ્થિતિ સર્વત્ર બની રહેલી દેખાય છે. શાસ્ત્રમાં જેને વિત્તૈષણા કહી છે એ પ્રકારની દ્રવ્ય તથા દ્રવ્યવડે પ્રાપ્ત થતા પદાર્થો ભેળા કરવા પાછળ એક પ્રકારની ગાંડાઇ (Money madness)

બધે વ્યાપી ગઇ છે. પ્રાધાન્ય રૂપે વિત્તને ઉદ્દેશીને જનસમુહનો મોટો ભાગ અથાગ પરિશ્રમ કરી રહ્યો છે. સારાંશ કે અર્થ પ્રાપ્તિ એ એક દેખાદેખી જીવન ચારિત્ર્ય તો મુખ્ય ઉદ્દેશ થઇ પડયો છે.

દ્રવ્યાદિ વૈભવના પદાર્થો મેળવીને શું સિદ્ધ કરવુ છે એ વિચાર કરવાનો અવકાશ સરખો પણ મોટેભાગે થતો જણાતો નથી. જેટલે અંશે અનુકૂલતા રૂપે સત્વબલને પોષી જીવનનો વિકાસ પમાડી નિર્મલ આનંદાનુભવ કરાવવામાં સાધન રૂપ થઇ પડે છે તેટલે અંશે અર્થપ્રાપ્તિને પ્રાધાન્ય રૂપે સ્વીકારવી યોગ્ય છે. અર્થ પ્રાપ્તિ કરવામાં જીવનબળ જેટલુ ખરચાય છે તેથી અધિક બળ ફળરૂપે પ્રાપ્ત ન થાય તેટલે અશે તે ત્યાજય છે. અર્થપ્રાપ્તિ જીવનોદ્દેશ રૂપે છે એટલે અર્થપ્રાપ્તિનો ઉદ્દેશ જીવનની વિવૃદ્ધિ છે એ વાર્તાનુ અજ્ઞાન હોવાથી જીવનના ઉદ્દેશરૂપે અર્થ પ્રાપ્તિને ગણીને ભવસમુદ્રમાં કેટલા બધા ડુબી જતા દેખાય છે!

માયાનું વિત્તૈષણાના જેવુજ બલકે વિશેષ વિવશ કરનારુ લોકૈષણા નામથી શાસ્ત્રે ઓળખાવેલુ એક બીજું જનસમુહમાં ભુત ભરાયલું જણાય છે. લોકમાં હું સારો દેખાઉં, લોક મ્હારા વખાણ કરે, આ પ્રમાણેની ઇચ્છા દેખાદેખી થવી એ લોકૈષણાનુ સ્વરૂપ છે, સદ્ગુણની વિવૃદ્ધિ થવી, પરસ્પરમાં ભ્રાતૃભાવ વધતાં પરસ્પરને સંયુક્ત બળથી સ્હાય

કરવી તથા પરસ્પરથી યોગ્ય સ્હાય લેવી તેમજ જીવનબળ-
નો જે વિકાસ એકલાથી બની શકતો નથી એ પ્રકારનો
વિકાસ કરવો એટલેજ અશે લોકેષણા યોગ્ય છે. પરન્તુ
અતઃકરણમા સદ્‌ગુણો હોય કે નહિ હોય, જનસમુહમાં વા-
સ્તવ હિત થાય કે અહિત થાય તેની ગરજ ન રાખતાં
કેવલ સ્વાર્થી વૃત્તિથી અત.કરણને ભરી રાખે છે, અને જે
વ્યક્તિઓ દ્વારા એ સ્વાર્થ સિદ્ધ થશે એમ માને છે તેમની
ખુશામત રૂપ આન્તર આશય સહ તેમના દ્વારા યશોગાન
સાંભળવા પુરતા કાવ્યો કરાય છે.

હાલમા કેલવણીનો પ્રચાર વધારવા પ્રતિ ઘણે ભાગે
આવા પ્રયત્નો થાય છે. માનસ બળના વિકાસ નામનુ સ્વરૂપ
હાલની કેલવણીએ પકડેલુ જણાય છે, મનુષ્યનુ મનુષ્યત્વ
ત્રણ પ્રકારે વહેચાયલુ છે. શારીરિક, માનસિક અને અધ્યા-
ત્મિક માનસિક કેલવણીમાં અતિશ્રમ થવાથી જીવનબળ
નષ્ટ થવા માંડયુ. એ વાતાં અનુભવગોચર થતાં શારીરિક
વિકાસને માટે ઉપાયો યોજાવા લાગ્યા છે. કસરત આદિ
પ્રયોગો શાળાઓમાં પણ વિશેષ વિશેષ દાખલ થતા જાય
છે. છતાં કેલવણીનો ઉદ્દેશ માત્ર દેખાડો કરવામાંજ પુર્ણ
થઇ જવાથી ત્હેનો જે વાસ્તવ ઉદ્દેશ જે જીવનની વિવૃદ્ધિ
તેનું વિસ્મરણ થઇ ગયુ છે. તેથી લક્ષાવધિ દ્રવ્ય શાળાઓમાં
તેમજ ઇસ્પીતાલો ઉઘાડવામાં અર્પણ થાય છે, ત્યારે આ

વેશનુ સ્થાન જે હ્રદય, જે જીવનના ઝરારૂપ સ્થાન છે, જેના બળ ઉપર શારીરિક તેમજ માનસ બળની અભિવૃદ્ધિનો એકજ આધાર રહેલો છે, ત્હેના નિરોગ વિકાસ અર્થે શાળા ઉઘાડવા વિચાર સરખો પણ થતો નથી. તમામ શાળાઓ તથા દવાખાનાંઓ એક વખતે બધ કર્યાં હોય અને તેમાં વપરાતુ દ્રવ્ય તથા જીવનબળ હ્રદબળના સત્યવિકાસ અર્થે જો જનસમુહ વાપરે તો જીવન સ્વર્ગનાં સુખરૂપ થયા વગર રહે નહિ આ થતુ નથી ત્હેનુ કારણ એકજ છે અને તે એ કે લોકૈષણા જીવનના ઉદ્દેશરૂપે દેખાદેખી બની રહી છે ત્હેને છોડીને લોકૈષણાનો ઉદ્દેશ જનસમુહનો જીવન વિકાસ છે એ રૂપે ત્હેને ગૃહણ કરવાની છે.

પુસ્તકો આદિ લખવામાં, ભાષણો, વ્યાખ્યાનો, ચર્ચાઓ કરવામા, ધર્મની જુદા જુદા પ્રકારની સંસ્થાઓ ચલાવવામાં પણ વિત્તૈષણા એટલી બધી પ્રવેશી ગઇ છે કે મુલ ઉદ્દેશ જીવનની અભિવૃદ્ધિનો સકલ્પ સરખો પણ આવતો નથી. માત્ર વાર્તા કરવામાંજ કૃતકૃત્યતાનો અવધિ આવી રહે છે.

**શ્રુતિ ભગવતી** તો દિંડિમ વગાડીને કહે છે કે,

**॥ कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः ॥**

અત્ર એટલે આ મનુષ્ય દેહરૂપ કર્મલોકમાં કર્મને કરતાં કરતાં એટલે પુરુષાર્થની સિદ્ધિ કરતાં કરતાં શત વર્ષ

રૂપ પૂર્ણ આયુષ્યની ઇચ્છા કરવી. સારાંશકે જીવનનો પૂર્ણ વિકાસ કરવા પ્રયત્નવાન થવું.

असुर्या नामते लोका अंधेन तमासा-ताः ।
तां स्ते प्रेत्यामिगच्छन्ति ये के आत्म हनो जनाः ॥

જેઓ પૂર્ણ આયુષ્યની પ્રાપ્તિ અર્થે યોગ્ય પ્રયત્નને આદરતા નથી અને કર્તવ્યભ્રષ્ટ થઇને આત્મઘાતી બને છે તેમને ધાડ તમસ યુક્ત સુર્યરૂપ જે જીવન બળ ત્હેના અભાવવાળા લોકની પ્રાપ્તિ થાય છે.

इह चदवेदीदथ सत्यमास्ति ।
न चेदिहावेदीन्मह्राति विनाष्टि ॥
भूतेषु भूतेषु विचित्य धीराः ।
प्रेत्या स्माल्लोकादमृता भवान्ति ॥

આ શરીરમાં જાણ્યું તો વાસ્તવ કર્તવ્ય સિદ્ધિ થઇ, નહિનો વિનાશ છે, પંચ મહા ભૂત રૂપ અણુંએ અણુંમા ધૈર્ય પુર્વક વિશેષ ચૈતન્યને પુરતા પુરતા આયુષ્યની પૂર્ણતાએ આ કર્મ લોકનું કર્તવ્ય સફળ થતાં ત્યાંથી આગળ વધીને અમૃત સારાંશકે અજરામર રૂપ જે દેવ તે સ્વરૂપ ધારણ કરવાનું છે.

જીવન એ ચૈતન્ય, બ્રહ્મ, પરમાત્મ તત્વ વિગેરે શબ્દોનું

પર્યાય રૂપ છે. એ તત્વ મન તથા વાણીના વિષયથી પર છતાં મન તથા વાણીનો પણ ત્હેના સ્વરૂપમાં અન્તરભાવ થાય છે **सर्वंखल्विदं ब्रह्म ॥** એ વાક્યથી સ્પષ્ટ રીતે શ્રુતિ જણાવે છે કે આ બધું જ ખરેખર બ્રહ્મ છે. એટલે સર્વનો તેમાં સમાવેશ થાય છે, સર્વ ચૈતન્ય સ્વરૂપ છે એ રીતે સર્વનું ઐક્ય છે. **एकोऽहं बहु स्याम् ॥** એ રીતની એ એક તત્વની પ્રતિજ્ઞાદ્વારા શ્રુતિ ભગવતી સુચવે છે કે એ એક તત્વ આધારભુત રહીને વ્યક્તિ પરત્વે અનંત રૂપ થાય છે ભેદક તત્વ ચૈતન્યના વિકાસ રૂપે પ્રતીત થાય છે, વિકાસને પામવું એજ ઉદ્દેશ છે જેનુ એવું જીવન તત્વ છે તેજ આપણુ સ્વરૂપ છે એ વિકાસની ક્રમે અભિવૃદ્ધિ થતાં અમૃતત્વની પ્રાપ્તિ થાય છે, એજ જીવનનો ઉદ્દેશ છે. **श्री केनोपनिषत्**માં આ જીવન તત્વનુ લક્ષણાથી દિગ્દર્શન સરલતાથી કરાવ્યુ છે

ॐ केनेषितं पतति प्रेषितं मनः केन प्राणः प्रथमः प्रेति युक्तः ॥ केनेषितां वाचामिमां वदन्ति चक्षु श्रोत्रं क उ देवो युनक्ति ॥ १ ॥ श्रोत्रस्य श्रोत्रं मनसो मनो य द्वाचो ह वाच ५ स उ प्राणस्य प्राणश्चक्षुषश्चक्षुरति मुच्य धीराः प्रेत्यास्माल्लोकादमृताभवन्ति ॥ २॥

**અર્થ:**-મન આદિ અન્તઃકરણ, પંચ પ્રાણ, વાણી

આદિ પંચ કર્મેન્દ્રિય, ચક્ષુ શ્રોત્ર આદિ પચ જ્ઞાનેન્દ્રિયને પોતપોતાના વિષયો પ્રતિ પ્રેરીને કયું તત્વ પ્રવૃત્ત કરે છે ? શ્રોતનું શ્રોત્રપણું જેના વડે છે, મનનું મનપણુ, વાણીનું વાણીપણું, પ્રાણનુ પ્રાણપણું, ચક્ષુનુ ચક્ષુપણું જેના વડે છે એ તે તત્વ છે. એ શ્રોત્રાદિ કરણુની સીમાને ઉલ્લંઘીને ધૈર્યથી તે તે કરણને પ્રેરનાર તત્વ જે ચૈતન્ય છે તેના પ્રતિ ધાવન કરતાં આ કર્મ લોકમાં કૃતકૃત્યતાની પૂર્ણતાએ અમૃત થવાય છે. એ રીતે જીવનતત્વના સ્વરૂપનું દિગ્દર્શન કરવી ત્હેની અન્તિમ સિદ્ધિ રૂપે અમૃતત્વ કહીને જીવનનો ઉદ્દેશ સ્પષ્ટ આલેખ્યો છે એજ **आपो ज्योती रसो मृतं ब्रह्म ॥** એ વાકયમાં સક્ષિપ્ત રૂપે બ્રહ્મ એજ અમૃત છે એમ કહ્યુ છે.

આ એજ મ્હારું સ્વરૂપ છે. જીવનની અભિવૃદ્ધિના એકજ ઉદ્દેશથી શ્રુતી ભગવતીની આજ્ઞાનુસાર કર્મને કરનારો હુ છું. બીજા બે અન્ગોનુ ઉત્તર આમાં આવી ગયુ છે, છતાં અનાદિ જીવનના કીન્ચિત વિકસિત સ્વરૂપમાંથી વિકાસ ને પામતો પામતો હું આ કર્મ લોકમા આવ્યો છુ, અને જે મ્હારા આત્મ સ્વરૂપનો અનુભવ મ્હારા હ્રદય પ્રદેશમાં મ્હને થાય છે તે મ્હારા આત્મ તત્વ રૂપ જીવનના વિકાસ ની પૂર્ણાવધિએ પહોંચવા પ્રતિ, હુ ધૈર્યથી ચાલ્યો જાઉં છુ જીવનોદ્દેશ એજ મ્હારું સ્વરૂપ છે, જીવનોદ્દેશના પ્રદેશમાંથી હુ ચાલ્યો આવ્યો છું, અને જીવનોદ્દેશની

પૂર્ણ સિદ્ધિ કરવી એ મ્હારું અન્તિમ ગન્તવ્ય છે.

ઉપર પ્રમાણે હુ બોલી રહ્યો એટલે મ્હારી પાસે બેઠેલા સજ્જને પ્રેમપૂર્વક સર્વાંગે મ્હારા ઉપર દૃષ્ટિ પ્રસાર કર્યો અને મ્હારે મસ્તકે વરદ હસ્તને સ્થાપીને મ્હને દઢ પ્રેમાલિંગન દીધું અને કહ્યુ કે આ તમારી કામના પૂર્ણ થઇ શરીરના અણુએ અણુમાં મહાત્મા સ્પર્શથી જીવન બળ ઉભરાઇ જતું અપૂર્વ વેગથી અનુભવતો તેમજ આ પ્રકારની પૂર્વે કદી નહિ અનુભવેલી અનહદ સુખની ઉઠતી ઉર્મિથી હુ અપરિચિત ત્હેને વરદ શબ્દ વડે અનાદિ કાલથી કરાતા અથાગ પરિશ્રમના અન્તિમ કૃત્ કૃત્ય ફલ રૂપે ઓળખાવનાર શબ્દના શ્રવણથી હુ હર્ષ સમદ્રમાં ખુબ ઉડો ડુબી ગયો. છતા તે સમયે હૃદયના એક અતિ ઉડા સ્થાનમાં એક એવી વૃત્તિ દેખાવ દેતી હતી કે જે વિશ્વમાં અનાદિ કાળથી રહીને ત્હેની સહાયથી આ પરમ સુખ અનુભવવાનો મને યોગ મળ્યો છે ત્હેનો અનુભવ જેટલો જેટલો જે જે અંશ પોતપોતાની અતઃકરણની સામગ્રી અનુસાર મ્હારાં સહકારી બધુઓ તથા ભગિનીઓને પ્રાપ્ત થવો રહી જાય નહિ.

ૐ શાન્તિ. શાન્તિઃ શાન્તઃ

*   *   *   *

ઉપર વિસ્તારથી જીવનના ઉદ્દેશનું સ્વરૂપ આલેખ્યું છે શ્રેયસ્ ત્હેનો પર્યાય શબ્દ છે. વિશેષ કરીને શ્રેયસ્‌ની સિદ્ધિ અર્થે ભક્તિ, જ્ઞાન તથા યોગ માર્ગના વિવિધ અગો

ઉદ્દેશ પૂરતાં વ્યક્તિ પરત્વે અંતઃકરણ આદિને સામગ્રી અનુસાર યોજનારાં તથા સહકારી બળથી આગળ વધવા પ્રયત્ન કરનાર શ્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગથી ગુર્જરવાસી વાચકો અજ્ઞાત નહિજ હોય. તે વર્ગમાંથી સમારંભ આદિ નિમિત્તોએ કેટલુંક મંડળ ભેગું મળે છે અને સયમાદિ વ્યક્તિગત્ ક્રિયા કરી રહ્યા પછીના ભાગમાં જનસમુહને સામાન્ય લાભ અપાય તેવી રીતે સામાજીક કીર્તનાદિ કરાય છે. એવા પ્રસંગોનો જેમણે લાભ લીધો છે તેમને પુનઃ પુનઃ એવા પ્રસંગો મળે એવી ઇચ્છા સ્વભાવથી થઇ આવે છે. છતાં પ્રવાસાદિ અડચણોને લીધે એવા પ્રસંગોની સંખ્યા જોઇએ તેટલી થઇ શકતી નથી. કેટલેક અંશે ભાવનાત્મક પ્રદેશમાં એવું મંડળ ભેગું થયું હોય અને જુદી જુદી વ્યક્તિદ્વારા જુદા જુદા કીર્તનો પ્રેમી મંડલની સમક્ષ રજુ કરાતાં હોય એ પ્રકારનું ચિત્ર આ નાનકડું પુસ્તક ખડું કરે છે કીર્તનો ખાસ પ્રકારનાં વીણી કહાડી મુકવામાં આવ્યાં હોય તો વખતે એક પ્રકારની લોકૈષણા વિશેષ તૃપ્ત થાય એમ કોઇ કોઇને વિચાર આવશે. પણ એક મીત્રમંડળ બેઠું હોય અને સ્વભાવથી જે પ્રકારનો વાર્તાવિનોદ ચાલતો હોય તેવું કુદરતી ચિત્ર ખડું કરવાનો આમાં ઉદ્દેશ છે. તેથી પસંદ કરી કહાડવામાં જે 'આર્ટીફીશ્યલ બ્યુટી' કહેવાય છે તેની આશા વખતે સફળ ન થાય તો તે ક્ષન્તવ્ય ગણાશે.

प्रेरक.

યામના સાચા જ્ઞાનનો પ્રજામાં પ્રચાર થાય એ સર્વ સુજ્ઞને અભિલષણીય હોય એ સ્વાભાવિક છે. અને તેથી આ જ્ઞાનને પ્રતિપાદન કરનાર પુસ્તકનું અભિનંદન પ્રજાવર્ગ કરે તો તે પણ તેટલુંજ સ્વાભાવિક છે. આ સાથે તમારા ગ્રંથમાં શૈલી ઘણી સરળ છે. એ પણ એની ઉપયોગિતામાં વૃદ્ધિ કરનાર એક હેતુ છે. આશા છે કે આપણી પ્રજા તમારા ગ્રંથોનો ઉચિત સત્કાર કરશે. અને પ્રાણાયામની કલાને સાધી સુખ- પ્રાપ્ત થઇ રહેશે.

લી૦ જેકિશનદાસ જેઠાભાઇ કણીયા.
સંસ્કૃત પ્રોફેસર. સામળદાસ કોલેજ
—ભાવનગર.

☞ લગભગ ૨૫૦ ) પૃષ્ઠના આ અમૂલ્ય પુસ્તકની કીંમત માત્ર આઠઆના રાખવામા છે. પોષ્ટેજ ૦-૧-૦

તંત્રી ચંદ્રપ્રકાશ સુરત.



ॐ

# કાવ્ય જ્ઞાન રશ્મિ.

## રશ્મિ. ૧.



### मंगलाचरण.

પદ ૧ રાગ વસંત.

સર્વેશ્વર સર્વજ્ઞ દયાળુ જય જય વિશ્વાધાર.
ચરાચરા જગપતિ પરમાત્મા, કીજે નમન સ્વીકાર; સર્વે૦
આદિ મધ્ય અંત વિષે વિભુ, અનંતાદ્વૈતાકાર,[1]
નિરાકાર સાકાર કલ્પના, જીવપદે અધિકાર; સર્વે૦
વિધવિધરૂપે ઉપાસ્ય સ્વરૂપે, થાતા સાક્ષાત્કાર,
તે સકળ રૂપ તણું મૂળ આપજ, વિનવી કરૂં નમસ્કાર; સર્વે૦
નૃસિંહ નિર્મળ સાધક હૃદયે, પ્રકટ હજો દાતાર.
કાપી કલેશ સકળ જીવપદના, સફળ કરો અવતાર; સર્વે૦

---

૧ અનંત અદ્વૈત આકાર.

## બ્રહ્મનિષ્ઠ પુરુષના ઉદ્ગાર.

### પદ ૮.

સત્ ચિત્ સુખ સર્વત્રજ ત્યજીને ક્યાં જાવું;
વિષયો પ્રતિ નથી મન આ જાતુ, આ સુખ દુઃખ આ એમ ન થાતું.
અજરામર નિજ પદ નિત્ય ગાતુ, ત્યજી જ્યાં ત્યાં ધાવું; સત્૦ ૧
સ્વર્ગ અને સિદ્ધિ નથી ચહાતુ, નિદિધ્યાસન નિર્મલ જલ ન્હાવું;
પીયૂષ પી રહેતું મદ માતુ રે, અન્યે હવે શું થાવું; સત્૦ ૨
જલ સ્થલમાં જ્યાં ત્યાં એ જોતાં, અન્ય ન અનલ અનિલપ્રતિ પ્રોતાં;
ચિન્મય દશદશમાં લહ્યું દહોતાંરે, નથી હવે પીલાવું; સત્૦ ૩
વાણી પરાની પાર પ્રવેશી, અહં સાક્ષીપદે ગયું બેશી,
સુખમયને કહો ચિંતા હવે શારે, મિથ્યા મન શીદ તાવું; સત્૦ ૪
દ્વૈત પ્રપંચ નવ અંતર આવે, આશા તૃષ્ણા કદી ન નચાવે.
વસ્તુ અવર ઉરમાં નવ ભાવેરે, ભાવે નવ અન્ય ગાવું. સત્૦ ૫
નિર્મલ સ્વરૂપ વિષે નિત્ય નહાતાં, નૃસિંહ નૃસિંહ નૃસિંહ લહાતાં.
સત્ ચિત સુખમય સહજે થાતાંરે, રહ્યું હવે ના વાવું,×

---

× રૂપદવાળા થવું, ગતિવાળા થવું અથવા વિકારી થવું.



## પરમાત્મા અત્યંત નિકટજ છે.

### પદ ૩ રાગ કરાબ.

વિશ્વપતિ તો નથી વિશ્વથી ન્યારારે, ધારી જુએ તો દીસે પાસેરે,
પણ મતિમંદ આ આરત ત્યજીને, તારકને જોતાં ત્રાસેરે; વિશ્વ૦ ૧
આધારથી આરંભી અંતરરે, અજરામરે આવી વાસેરે,
વિલંબવિણ વિભુ વશ વર્તીને, ઓળખવા નિજ પ્રકાશેરે. વિશ્વ૦ ૨
અન્નમયથી ક્રમે ભિતર જાતાંરે, આનંદમયની અવકાશેરે,
કોશાતીત તદપી ન નિરાળા, સમ કારણે ઝાંખી થાશેરે. વિશ્વ૦ ૩
પ્રાણની ગતિએ જોતાં પ્રવેશીરે, અંત સમાનનો જ્યાં ભાસેરે;
અક્રિય અકળ અનંત અનાદિ, ત્યાં નિરખતાં ભય સઉ જાશેરે. વિ૦૪
બાહ્ય ઇંદ્રિયથી બચતાં વેગેરે, અંતર મનને ઉપાસેરે,
જ્યાં જઇ બુદ્ધિ બળ ત્યજી બેસે,ત્યાં હું ટળી પ્રભુ પરખાસેરે; વિ૦૫
વૈખરી મધ્યમાં પશ્યતી વાણીરે, વેગ કરી જવ નવ ધારીરે;
પરાથી પાર તવ સુખમય થઇને, શબ્દ રહિત પદે શમાશેરે;વિશ્વ૦ ૬
આ વિધિ અંતર અનુભવી લેતાંરે, બાહ્યતર રમી વિલાસેરે;
નૃસિંહ નાથ નવ અનુભવે આવે,ત્યાં લગી સ્મરીએ શ્વાસ પ્રશ્વાસરે.વિ૦

## સાધુપુરૂષ વ્યવહારથી નિર્લેપજ રહે છે.

પદ. ૪ રાગ હલારી.

સંત રહેરે વ્યવહારમાં, હેરે, તોએ ક્ષોભ કદીએ ન ઉપજે, હેજી.
સર્વને ઘૃત ચીકટ કરે, તે પ્રયત્ને ન છૂટેરે;
જીહ્વાને સ્પર્શ કરે નહિ, નિત્ય ખાતાં ન ખૂટેરે[1]. સંત૦ ૧
(જેને) મત્સ્ય રહે છે જળવિષે, વિચરે જળ ઉંડેરે;
તેહને ભાર ન દાખવે, (તેમ) સાધુ ભવજળ કુંડેરે. સંત૦ ૨
કમળ વસે જગમાં સુખે, કદી સ્પર્શ ન લાગેરે;
જગ જળમાંહિ સંત છે, છાંડી કદીએ ન ભાગેરે. સંત૦ ૩
સૂર્ય પ્રકાશે સર્વને, ગુણ દોષ ન દાખેરે,
(વળી) રજ ઉડીને ગગને ચઢે, અવકાશ ન રાખેરે. સંત૦ ૪
અગ્નિ સર્વ ભક્ષણ કરે, તો એ રહે તદાકારરે,
(તેમ) નરસિંહ નિર્મોહ રહે, સ્પર્શ ન કરે લગારરે. સંત૦ ૫

---

૧ ખાતાં ખૂટે નહિ એટલું ખાધએ પણ.

# भक्ति वगर परमात्मा मळता नथी.

### પદ. ૫ રાગ દેશ.

ભક્તિવિણ ભેટે નહિ ભગવાન;

આસન પ્રાણાયામ કરે કાં, ધરિ ધરિ બેસે ધ્યાન, ભક્તિ૦
વીણા તાલ ગ્રહી મંડળમાં, બેશી કરે ભલે ગાન, ભક્તિ૦
વક્તાના સમીપે રહી શ્રવણે, કરે સદા રસ પાન, ભક્તિ૦
બ્રહ્મ સમર્પણ કરી બેસે કાં, વિધિએ સંધ્યા સ્નાન, ભક્તિ૦
પ્રતિમા સેવા અધિક કરે કાં દે વિધ વિધ દાન; ભક્તિ૦
યજ્ઞ વ્રતો કરી સેવે તીર્થો, કાં દે ત્રિધ વિધ દાન, ભક્તિ૦
સર્વ સંગ ત્યજી વનમાં વસી કાં, નગરે તોડે તાન, ભક્તિ૦
ગ્રામ ગ્રામ વિષે વિચરે કાં, કરી રહે એકજ સ્થાન, ભક્તિ૦
નૃસિંહ સત્ય અંતર પ્રીતિથી, ભજી તજે અભિમાન,
પ્રભુ તો તેને દે સન્માન,

---




પદ૦ ૬ સૌરાષ્ટની એક દેશી.

જગમાં જનમ્યું સાર્થક હોય જો કરવું,
તો ભાઇરે, સહસ્રદલ પદ્મેજ ઠરવું;
મન મારીરે, સ્વરૂપ વિચારીને ફરવું,
ધીરે ધીરેરે, મૂળમાં જઇને વિખરવું. ટેક.
અભ્યંતર જાતાંરે, પ્રાકામ્ય અણિમા,
ને પ્રાપ્તિ મહિમાં, ને ઇશિતા, ગરિમા,
ને વશિતા, લઘિમા, સિદ્ધિ મળશે તેને તો ન વરવું,
મનમારીરે૦ સ્વ૦ જગ૦ ૧
એ અષ્ટ સિદ્ધિરે, નિજ મહિમા જણાવે,
ને મોહે તણાવે ને કર્મો ચણાવે,
ને સુખ સઉ હણાવે, નિસ્પૃહિ થઇને આગળ ડગ ભરવું;
ધીરે ધીરેરે૦ મૂળ૦ જગ૦ ૨

ગુહા દ્વારેરે, જોઇ કામધેનુ, ને પી પય તેનું, અમૃત નામ જેનું,
ને પછી દુઃખ શેનું, નિર્ભય થઇને અંતે ભીતર સરવું.
ધાર ધારેરે૦ મૂળ૦ જગ૦ ૩
નરસિંહ જેમરિ, અમર થઇને, ને અજર રહીને,
ને અતિ સુખ લઇને;
ન કોનેજ કહીને, સંગી સમતાં સ્વરૂપે પ્રસરવું, હો વીરારે,
દ્વૈત સમૂળ વિસરવું. જગ૦ ૪

---




પદ૦ ૭.

ભક્તિ કરે તેને સુખ શું ન આવેજી,
શી શી પીડા ના શમાવેરે હાં. ૧
પ્રતિક્ષણુ પ્રભુ જેના ઉરમાં ભાવેજી;
સાચો ભક્ત તે કહાવેરે હાં. ભક્તિ૦

ભક્તિ રસાયન સર્વથી મોટુંજી;
જે વ્યાધિને આધિથી મુકાવેરે હાં.
પાપરૂપ મળ મૂળમાંથી કાઢેજી,
ચિત્તની ચંચળતા ચુકાવેરે હાં;
આવરણ ભંગ કરે ભલી ભાતેજી,
શોક મોહ ભય ટાળેરેહાં;
કામ ક્રોધ લોભ જડથી ઉખાડેજી,
આશા તૃષ્ણાનાં વેગ ખાળેરેહાં. ભક્તિ૰
કલેશ અવિદ્યાદિ અંતર મારેજી.
પ્રભુપદમાં મન જોડેરે હાં;
દૃષ્ય પ્રપંચ રંચ બુદ્ધિને ન બાધેજી,
પ્રતિબંધ ત્રય સદ્ય તોડેરે હાં. ભક્તિ૰
આસક્તિ માત્ર આત્મસ્વરૂપ શું સાધેજી,
અજરામર જે અનાદિરે હાં;
નૃસિંહ પ્રભુમય એ વિધિ થાતાંજી,
નવ થાવું વાદી પ્રતિવાદીરે હાં. ભક્તિ૰





## प्रणव जाप करवा मनने उपदेश.

**પદ. ૮.**

મન મસ્તાના કર પ્રણવ મંત્ર કો જાપ અહો જાપરે;
સર્વ મંત્ર કા મૂલ યહી હૈ જાકો મહાન પ્રતાપ;
શુદ્ધ સ્વરૂપ દર્શાવહીરે, જૈસો ઉજ્જવલ આપરે. મન૦
શબ્દ બ્રહ્મ સો યહી પ્રણવહે, જપત સાધુ અલાપ,
કર્મ કલેશ સબ કટત સહજમેં, હોવત સુખ અમાપરે. મન૦
આપનાશી યહ સબ ઘટ પૂરન, સર્વ જગત્ કો બાપ,
બિજાંકુરવત્ સદા રહત હે, શુદ્ધ બ્રહ્મસેં આપરે. મન૦
અર્થ વિધિ સંયુક્ત જાપ સો, હરત તાપ સંતાપ,
નૃસિંહ બચન નહિ માનહિરે, અંતે કરહિ વિલાપરે. મન૦

---

## भक्ति प्रकटाववा श्री इष्ट प्रति विज्ञप्ति.

### પદ. ૯.

જય જય જગતતણા પતિ તમે જીવ આ સઉ પ્રેમે જ્યાં નમે.
છો ભક્તિ વશ કહાવ્યા નાથ, નિત્ય નમું હું જોડી હાથ;
ચર અચર સઉ વશ આપને, આપ હરો સઘળા તાપને.
સઘળા ઇશ તણા છો ઈશ, માટે નિત્ય નમાવું શિશ;
આ સંસાર અસાર જણાય, ત્યાં પ્રભુ ભક્તિ સાર ગણાય.
તે સહ ભક્તિ આ ઉર વસે, યાચું એવી કરૂણા થશે;
જોયું વિચારી દશ દિશ વિષે, વિણ ભક્તિ સુખી કો નવ દીસે.
માગું દો ભક્તિ જગરાય, જેથી ભોગને મોક્ષ સધાય.

---

આ ૯મું પદ તથા તેની પાછળના ૧૦ અને ૧૧માં પદ શ્રી વાણી વિલાસમાં છપાયાં નથી.



## श्री भारति स्तोत्र.

### પદ ૧૦ સારંગની ચોપાઈ.

ભારતિ ! ભારતિ ! ભક્તિ દીયો, પીડા પાપ સઉ હરી લીયો.
અંતરના મળ ટાળો સઉ, નિત્ય નિત્ય માથું નમાવી કહું;
દુર્ગુણ સઘળા ટાળો માત, જશ વાધે જગમાં વિખ્યાત.
વાણીના સઉ દોષો હરો, નમીને કહું કલ્યાણજ કરો.
જય જય જયશ્રી સરસ્વતી, તમવિણ સિદ્ધિ જગે નથી થતી.
વિદ્યા આપો સુખનું દાન, આપ કૃપા વિણ ના'વે જ્ઞાન;
જ્ઞાન દઇને જ્ઞાની કરી, લોક લોકની પીડા હરી.
દેજો આ લોકે સુખ ઘણાં, મુજ દુઃખ ટાળીને જન તણાં;
જે તમને ના જપતા જીવ, તે જગમાં કેમ પામે શિવ.
તમથી શિવ પણ સુખે મળે, જન્મ મરણના દુઃખ સઉ ટળે.
દોષોનો હું છું ભંડાર, રાખી શરણે પાડો પાર.
મન આનંદજ લહે અખંડ, એવું સુખ દો ટાળી દંડ.
નમી નમીને માગું એક, સદ્વિદ્યા દઇ રાખો ટેક.
સદા જીભ મારીમાં વસો, વદતાં દોષ ન આવે કશો;
દુર્જન પંડિત પામે હાર, થાય સભામાં જય જયકાર.
જ્યાં હું જઇને ઉભો રહું, આપ કૃપાએ માને સઉ;

### દોહરો.

ભણ્યું સ્તોત્ર મેં ભારતિ, શુણ્યોં કરજો કલ્યાણ,
ત્રિભુવન વિજયી આપજો, વિદ્યાને વળી વાણ.



## શ્રી ઈશ સ્તોત્ર.

### પદ ૧૧ સારંગની ચોપાઇ.

જય જય આયુષ દાતા દેવ, રોજ કરૂં છું આપની સેવ.
આધિ વ્યાધિ દુઃખને હરો, નિર્ભય આ તન મનને કરો;
આપ જગત્માં વ્યાપી રહ્યા, ધણી જગતના વેદે કહ્યા.
તે ધણીપણું હું પર રાખજો, દયા ખરી તક પર દાખજો.
જગમાં જન્મ્યું સાર્થક થાય, ફરી ફરી જન્મની પીડા જાય.

એવું જ્ઞાન ચઢે કર નાથ, ત્યાં લગી મૃત્યુ રાખો હાથ;
આ લોકે જન માને ઘણાં, દુઃખ આવે દીધા ગ્રહતણાં.
સઉ ગ્રહના પતિ કહાવો આપ, માટે સુણી આ હરજો તાપ;
તાપ ત્રિવિધિની પીડા ટળે, મન આ આપ પતિને મળે.
એવું થાય ન તવલગી હરિ, આયુષ રાખો કરુણા કરી;
ઇચ્છા સઘળી ટાળો પતિ, જેથી દુઃખ નવ રહે આ રતી.

કરજોડી કહી એવું નમું, દેજો મતિ જે તમને ગમુ;
કાળ દ્રવ્ય વસ્તુના ધણી, દયાવડે સાચવજો અણી.
કામી પણ ગણીને નિજ દાસ, કાલત્રય નવ ત્યજસો ખાસ.
હરિહણી પીડા પાળજો, દુઃખ દાવાનળ આ ટાળજો.
જગમાં યશ રહું વશ આપને, આયુષ લગી નવ લહુ તાપને;

### દોહરો.

હે વિભુ ! જીવનના ધણી, વદી આ નામું શીશ.
સ્વતંત્ર છો પ્રભુ આપવા યોગ્ય ગણી જગદીશ.



## सद्‌गुरु विना जय थतो नथी.

પદ ૧૨ રાગ કાનડો.

બિન સદ્‌ગુરૂ જય કિનકો ભયો હે.
સુરપતિ ઇંદ્ર રાય કહાયે, બ્રહ્માંએ જીને ગ્નાન લીયો હે;
સદ્‌ગુરૂ સંગ કીયો હૈ જનકને, રાજ કીયો તોભી મુક્ત કહ્યો હે.
રામચંદ્ર રઘુકુલ જાયો, ગુરૂ પ્રતાપ ત્રિતાપ દહ્યો હૈ;
યદુકુલ શ્રી કૃષ્ણ બ્રહ્મ કહાયે, તોભી ગુરૂસેં ભેદ ગ્રહ્યો હૈ.
પંડુ પુત્ર પ્રતાપી સુને હૈ, ગુરૂ સહાય્યસેં જય કો ચહ્યો હૈ;
સુરપતિ આદિ અનંત ભયે હૈ, નૃસિંહ કૃપા બિન પદના લહ્યો હૈ.

---



## साचा भक्तनां लक्षण.

પદ ૧૩ કાફી.

ભક્તિ તો જેને આવીરે, તેને તો બીજુ કંઇ ન ગમે.
વિષયે વિરાગીરે, મન હરિવરશું રમે;
આ લોકમાં બીજું કાંઇ ન ઇચ્છે; જેને હરિશું હળીયું ચિત્ત.

સતી સુત ગૃહ કે ક્ષેત્ર ન રૂચે વળી, મોહે ન નિરખે વિત્ત;
તાળી એક લાગીરે, હરિ ફરી હરિમાં સમે; ભ૦ ૧
ષડ્રસ ભોજન જમી નવ હરખે, પ્રીતે ન પહેરે શુભ વસ્ત્ર;
નાનાં રૂપમાં તે નવ લોભે, જેને જડીયું છે સાચું શસ્ત્ર.
નિર્ભય થઇને ખેલેરે, તેને રિપુદલ ના દમે; ભ૦ ૨
ભય પામી ન વિષયથી ભાગે, ન મથી વિષયે વહી જાય;
વિધ વિધ વેષ ધરી નવ રાચે, સાચે હૃદયે સુખ ચહાય.
વૃત્તિ વાળી હરિમરિ, સુખદુઃખ સઘળું ખમે; ભ૦ ૩
ઇંદ્ર ગંધર્વ ને અન્ય જે લોકો, સુખદાતા સહુ ગાય.
તે સુખને જે સ્વપ્ને ન ઇચ્છે, ધૈર્ય ધરીને ધાય.
અખડ સુખ લેવારે, નિત્ય નિજ પદમાં નમે; ભ૦ ૪
ઇંદ્રિય સઘળી રાખે નિયમમાં, વળી ચિત્ત બુદ્ધિ મન;
દીસતો સગી પણ હોય નિઃસંગી એવો સરલ સુભાગી હરિજન.
નૃસિંહ ન ડગતોરે, ચઢતો ચાલે ક્રમે ક્રમે; ભ૦ ૫

---

## મનની શુદ્ધિ કર્યા વિના સુખ મળતું નથી.

પદ ૧૪ ( જીને આપકું જોયા નહિ. એ લય. )

મનની ન શુદ્ધિ જો કરે, જીવ તે ન સુખમાં તો ઠરે;
કષ્ટે પુરાણોને ભણી, સ્થલ સ્થલ કથાઓ કરી ઘણી.

વદી વાત વેદાગમ તણી, નવરાગદ્વેશ સમ્યાં ઉરે; જીવતે૦ ૧
ધરી વેષ વૈરાગી થયા, સંસારીને સંગે વહ્યા;
મઠ બાંધી ગૃહીસમ થઇ રહ્યા, અનુચિતક્રિયાથી નવડરે; જીવતે૦ ૨
વાતો કરે અતી યોગની, પીડા સહે ભવ રોગની,
આશા ન ટાળે ભોગની, ઉર ધ્યાન વિષયોનું ધરે; જીવતે૦ ૩
નવ કાલની ગતિને કળે, રચી મુક્તિને જનને છળે.
સુખદેખી અન્ય તણું બળે, મતિ એ ન હરિહરને મળે; જીવતે૦ ૪
ષટ્ ચક્રને વેધે નહિ, વેધે વિષય વૃત્તિ વહી;
વહી વમળમાં વિલપે સહી, નવ સ્વાર્થ એથી કો સરે; જીવતે૦૫
કરીને યથા રૂચી કર્મને, સમજે નહિ શુભ મર્મને,
ધારે ન ધણી કે ધર્મને, ભવસિંધુ આ તે શું તરે; જીવતે૦ ૬
કાચું રસાયન ખાય છે, થાવા નિરામય ચહાય છે.
ત્યજી પથ્ય કુપથે ધાય છે, કહો કેમ તે દુઃખને હરે; જીવતે૦ ૭
નરસિંહ પ્રભુ ગુણ ગાય છે, પ્રભુ ભાવથી મન છાયછે,
અંતે હરિમય થાય છે, તે મુક્ત થૈને વિચરે.
મન શુદ્ધિને પણ તે કરે, જીવ તેજ સુખ પામી ઠરે;




## પદ ૧૫ બિહાગ.

અબમેં બિ ભયા જગરાયા, નિશાન ગડાયા, ડંકા બજાયા.

બ્રહ્મંડલમેં નાદ જગાયા;

અંહ નિજ ગગન મંડલમેં ભમાયા,

વહા અજરામર આસન પાયા, ઇશ કહાયા; અબ૦ ૧

દશ દિશ જય ઘોષ સુનાયા.

સબ હિ સ્થલ અમલ જમાયા.

શાંતિ સેં અખંડ મંડલ છાયા, છપ ગઇ માયા; અબ૦ ૨

અરિ મિત્ર ભાવ અલપાયા.

મન પ્રાણુ મીલી ઘર આયા.

તાપ ત્રય જીવત્વ નસાયા, અભય દહાયા, અબ૦ ૩

મિથ્યા મૈપનકા છટકાયા.

દ્વૈત અંતર સેં સબ ઝટકાયા.

નૃસિંહ અભયમેં સદા શમાયા, જને યશ ગાયા; અબ૦ ૪

---

ૐ

# કાવ્ય જ્ઞાન રશ્મિ.

## રશ્મિ ૨.




પદ ૧. (જલથલમેં તોહે, પલપલમેં તોહે એ લય.)

અંતર તું એજ, બાહિર તું તેજ, જોતાં બધે એક તું તું;
અણુમાંહ્ય પણ ન ક્યાંય, કદી જણાય, તુંથી ન્યારૂં મારૂં હું હું.
ભર્યો છે વારિથી ભરપુર મહા સિંધુ,
એક પાત્ર ભરી તેમાંથી (હું) જળ લઉં છું;
પછી પાત્રમાં પાછો વળી હું જોઉં છું જ્યારે,
નહિ જળ વિના તેમાંહિ હું બીજું કશું જોઉં છું.
તારૂં ઝરણ જ્યાં ત્યાં વહન, થતું જોઇ રહું છું;—
જણાયે આ જગતમાંહિ વિવિધ રૂપો,
તથાપિ પાત્રમાંહિ જેમ છે પાણી;
(તેમ) જગત આ નામનું મહિ (વિવિધ) પાત્રો છો દીસે,
તથાપિ તુંજ છું જ્યાં ત્યાં લઉં છું હુંજ એ જાણી.
(જ્યાં) તુંજ સભર, અજર અમર, ત્યાં હું કશું શું શું;—

---



## स्वागतम्.

પદ ૨ ( વીણુ ગુરૂ અન્યથી તરી શું શકે જીવ. એ લય.)

પ્રભુની કૃપાના પાત્ર બંધુ ? स्वागतम् स्वागतम्,
એકત્ર થઇ તત્પર થયા છો સેવવાને સદુદ્યમ.
છે તે સમસ્ત સ્વજન સમુહને स्वागतम् स्वाग.म,
જેનું ગલિત થયું છે પ્રભુમાં, સર્વભાવ વડે અહમ.
તેને પ્રભુરૂપ માની દઇએ स्वागतम् स्वागतम्,
છે સાધી જેણે ચિત્ત શુદ્ધિ, સેવી સાધન યમ નિયમ.
નિર્મલ સ્વરૂપ તે બંધુઓને स्वागतम् स्वाग.म,
તત્વાનુભવ થાવા સદા જે, સેવતા દૃઢ સુસંયમ,
સત્સાધાનાભ્યાસી તમોને स्वागतम् स्वागतम्,
જે અહો રાત્ર કરી રહ્યા છે ઉન્નતિ કરી પરિશ્રમ.
તે ઉગ્ર પુરૂષાર્થી વીરોને स्वागतम् स्वाग.म,
જેને નિરંતર સિદ્ધ છે, સત ચિંતનાદીક તણો ક્રમ.
તેવા તમો શુભ ચિંતકોને स्वागतम् स्वागतम्,
ગુરૂ શુ શ્રૂષાના બળે સિદ્ધિ માત્ર તમને છે સુગમ.
તમ સમ સુમંગલકારિજનને, स्वागतम् स्वागतम्,
ઉદ્યત થયા પ્રભુ છાય નીચે જેહ અહેવા હિત પરમ.
તે સર્વને શુભ ભાવ પૂર્વક स्वागतम् वागतम्;

## ઉન્નતિ શિખરે કોઇ વિરલની સ્થિતિ હોય છે.

પદ ૩. ( નરવીણુ જગમાં નારતણી કિંમત એ લય. )

ઉન્નતિ કેરા ગિરિશૃંગપર વિરલ કોઇ રાજે,
વર્ષ કોટિ વહિ જાય તોય યશ ગવાય તેનાં આજે; શૃંગપર૦
મોટે ભાગે તો પચી રહેતા જીવ પૃથ્વી તલમાં,
સ્વલ્પ યત્ન કરી આવી અટકે કોઇક મધ્ય સ્થલમાં;—
વિશ્વવિરોધી થાય ભલે પણ સુયત્ન ના ત્યજવો,
એવો આગ્રહ તેને ખુલ્લો ઉન્નતિ માર્ગ સમજવો;—
પ્રસંગ ચલિત થવાના છોને અવધિ રહિત આવે,
તો પણ ચલિત ન થાય તેહ વિજયધ્વજ ગગન ઉડાવે;—
ભક્તિથી પ્રત્યક્ષ કરી પ્રભુ અનુગ્રહ જે પામે,
ભલે ધરે તે કીટ શરીર પણ દેવો તેને નામે;—
અથવા પ્રાણાયામવડે ષટ્ ચક્રોને વેધી,
મુર્દ્ધવિષે જે સ્થિર થતો તે જાય ગગનને ભેદી;—
ઉત્તમ તત્વવિચારતણા માર્ગે જે જન જાતો,
તત્વ અનુભવ પામી રહેતાં શિખર વિષેજ સુહાતો;—
જીવનતત્વ ભર્યું દશદિશમાં કો વિધિ ઓળખવું,
(જે) હસ્ત કરી લે એ વિધિ તેનું થાય શિખરપર ચઢવું;—
શિખર ઉપર જઇ રહેતા જેને સહાયક પરમાત્મા,
સહજે શિખરે સ્થિતિ અનુભવતા વિશ્વવંદ્ય સમ મહાત્મા;—

## પ્રભુની સૃષ્ટિમાં પ્રસન્નતાપૂર્વક રહેવું ઉચિત છે.

પદ ૪. ( મારા હૈયા કેરા હાર એ લય. )

મારે રાખવું ઘટતું નિશદિન મુખ મલકાતું રે,
હરી પ્રભુની સૃષ્ટિમાંહિ દુઃખ કલેશ મરણાદિક સ્થાયી,
આ જગ તો પ્રભુનું મંદિર કહેવાતું રે; મારે૦
જેનો છે જગદીશ્વર શિલ્પી, તેમાં વિકારભાવ હું કલ્પી,
કરીશ હું ન વદન કદીએ કરમાતું રે; મારે૦
પ્રભુની સૃષ્ટિ વિષે હું મ્હાલું, તો પછી દીન બની કેમ ચાલું.
હૈયું રાખીશ હરખડી હું હરખાતું રે; મારે૦
દ્રષ્ટિ વિષે દિવ્યાંજન આંજી, પ્રભુમય જોઉં બધી જગબાજી.
સઘળું સુખ સન્મગ્નતાથી સોહાતું રે; મારે૦
હૃદયવિષે હૃષીકેશ બિરાજે, કેમ પછી તે તાપથી દાઝે.
તૃપ્તિથી રાખવું ઘટતું છલકાતું રે; મારે૦
હું તો ગણાઉં પ્રભુની પ્રતિમા, પ્રભુત્વની મુજને ક્યાં સીમા.
મસ્તીમાં મ્હાલે મુજ મન મદમાતું રે; મારે૦
પ્રભુની કક્ષામાં રહેવાને, સર્વાંશે પ્રભુરૂપ થવાને,
કરીશ નિરંતર અંતર ગુરૂ ગુણ ગાતું રે; મારે૦
નરહરિ પ્રભુ છે પ્રસન્ન જેવા, મુજ અંતરને દઉં પટ તેવા.
સદ્‌ગુરૂ સ્વર્ણે રસી કરું ઝળકાતું રે; મારે૦

---

## श्रीइष्टप्रति पोताना निश्चयोनुं निवेदन.

પદ ૫. ( દઇએ આંતરની આશીષ, એ લય. )

કૃતિ મન વચને એક રહીશ,
તમને પ્રસન્નતા હું દઇશ;
ધન વૈભવમાંથી મન વાળી, ગૃહક્ષેત્ર પ્રીતિ પ્રભુ દઇ ટાળી,
ત્યજી વિષયો આ વિષવત્ ભાળી, હું આપનુ નામ દઇશ,—
સુખ ઉપજે તમને જે વિધિથી, તદ્દત રહેવા કરૂં યત્ન અતિ.
કહો ' ચાલ તું અમુક માર્ગપ્રતિ ', તે માર્ગ વિષે હું પળીશ;-
જગના મોટાની છોડી સ્પૃહા, થઇ દીન જરી યાચું ન કદા.
મને દુઃખતણું કદી ભાન થતાં, હું આપ સમીપ રહીશ;—
કદી વિઘ્ન વિપત્તિ મને નડશે, કદી ત્રિવિધિ તાપ મને પીડશે,
નવ ઉપાય ગ્રહેવા જતાં કશે, હું આપને પાય ઢળીશ;—
હું રહી નિરંતર સયત્ન, પ્રભુ અનન્ય ભાવે ભજું તમને,
પરિણામે ત્યજી આ આંતરને, હું આપ સ્વરૂપ થઇશ;—

## રામનામની ધૂન લગાડવા પ્રબોધ.

પદ ૬ ( તમે એકવાર મારે ઘેર આવજોરે, એ લય )

તમે એકવાર ધૂનને લગાવજોરે રામનામની.
તમે ધૂનથી ત્રિલોકને ડોલાવજો રે. તમે૦
વૈખરી નહિ મધ્યમાને પશ્યતિ પરામાં બોલાવજો રે.
કંઠ કૂપેથી નહિ પણ બ્રહ્મ રંધ્રેથી,
રામ ધ્વનિ— ગર્જાવજો; તમે૦
ધૂનથી એકલો વાયુન ભેદશો, અડંકટાહ આ ભેદાવજો રે,
ગગનને ભેદીને પાર વળી જાજો,
સુક્ષ્મ વિષે— છવરાવજો; તમે૦
શબ્દકારથી અર્થાકારમાં, લક્ષણામાં રામ લાવજો રે,
સ્થિર ત્યાં થઇને ક્રમે ધ્યાને પ્રવેશી,
એક મેકને— ઓળખાવજો; તમે૦
ઉરમાં રામ રમાડી રહેજો, જુદા તમે ન પછી કહાવજો રે.
ભાન આ વિસારી રામમાં વિરામ પામતાં,
રામ રૂપે— સોહાવજો; તમે૦




પદ ૭ ( આવોને મારે મંદિરીએ જગરાય. એ લય. )

વિલોક્યો આત્મસ્વરૂપ પ્રકાશ, તિમિરનો ક્યાંહિ નથી અવકાશ.
પ્રથમ હું દશ્ય યદા જોતો, મોહથી ચિત્ત વિષય વિષે પ્રોતો,
ગણી તેને સર્વસ્વ હું મ્હોતો, દ્રષ્ટિ હવે ભેદ ધરે ખોટો.
નથી કાંઈ દ્રષ્ટિમાં દ્રષ્ટા નિવાસ. વિલોકયો૦

શરીરમાં શરીરી ન હું ન્યાળુ, અંતઃકરણે સ્ફુરણ ન હું ભાળું.
આ મન નથી અભિમાની વાળું, દશેદિશ તત્વજ રઢીયાળું,
સ્વરૂપ છાતાં થયો વિવર્ત વિનાશ. તિમિરનો૦

અંહમમની શમતાં ઉર્મી, જીવત્વની પ્રવૃત્તિ વિરમી.
અસંગી થઇ રહ્યો તદ્દધર્મી, થતું ન કર્મ કાંઈ નથી કર્મી,
સ્વરૂપનો અદ્દભુત આ શો વિલાસ. તિમિરનો૦

કૂર્માંગ સમું સઉ આકર્ષી, આ મન બની રહ્યુ તત્વસ્પર્શી,
અમન થઇ થયું પ્રત્યક દર્શી, વૃષ્ટિરૂપ થઇને રહે વર્ષી.
વિરમતા અંતે વદાતી હાશ. વિલોકયો૦

## करुणामृतसे अभिसिञ्चन करवा श्री इष्टने अभ्यर्थना.

પદ ૮ (શ્રી રામચંદ્ર રઘુવીર શ્રી સીતાપતિ ભજી લેને મન એ લય.)

લઇ કૃપા પાત્ર નિજ હાથ.
હે મમ નાથ! આજે મારા તનમન પર પ્રેમે તે અભિસિંચજોજી.
કરુણાજલ કેરી વર્ષા, માટે મનવૃત્તિ તરસ્યા,
વર્ષાવો તે પર કરુણાધાર;
લૌકિક જલ કેરી વૃષ્ટિ, લીલી કરે છે સૃષ્ટિ,
કરજો મુજ ઉર લીલુ કજાર; હે મમનાથ૦
પેલુ બીજ પણ કરુણાજલ, વર્ષતાં કેવું નિર્મલ,
થયુ નવ પલ્લવિત એ ઝાડ;
જેણે વર્ષી પથ્થર પર, અહલ્યા કરીતી સુંદર,
જેમાં બનાવ્યા માંસ હાડ; હે મમનાથ૦
કઈ કઇ સીધ્ધો મહર્ષિ, એ જલને સ્પર્શી સ્પર્શી.
સહુ વાતે થઈ રહ્યા છે તૃપ્ત;
પરીક્ષિત ઉપર પડતા, મુક્તિ તો એ પામ્યાતા,
વિતતાં માત્ર દિવસો સપ્ત; હે મમનાથ૦
એ વૃષ્ટિ જલઘન થાતાં, આપ તે માંહે પ્રકટતા,
હરીને અજ્ઞાનને અભાન;
નરહરિ નાથ એવી, વૃષાવી કરૂણાદેવી,
દેજો આજે મુજને જીવીતદાન; હે મમનાથ૦

---

## सर्वमां शुभदृष्टि करवानो उपदेश.

પદ ૯ ( ધરો કાંઇ હિત શિખામણુ ધ્યાન, એ લય. )

ભાઇ, શુભદ્રષ્ટિ કરતાં શીખ, થાય તો તારૂં હિત અધિક;
શુભ દ્રષ્ટિ કરવાનું હું કાંઇ એક ન શિખવનાર.

શુણુ તુજ પૂર્વજ શિખવે તેનાં, દ્રષ્ટાંતો બે ચાર;
હળતી ક્યાંહિ શાહી તરત તો, કહે શુકન છે સારા.

શુભદ્રષ્ટિને કરાવનારા, બાંધ્યા કેવા ધારા;—
મડદાના પણુ શુકન ગણ્યા જો, શુભદ્રષ્ટિને આણી.

એ શુભદ્રષ્ટિ ધરી પશુ મટી તું—પણુ થા માનવ પ્રાણી;—
કાપી નાંખે તેને પણુ શુભ નામ દીધું છે 'પાળી'

તુજ વૃદ્ધોએ શુભ દ્રષ્ટિને કહેને કર્યાં છે ટાળી;—
મકાન કરતાં (કોઇ) પડે આખડે, તેને પણુ ગણ્યું સારૂં.
એ વૃદ્ધાનુ વર્તન નથી શું, શુભને પ્રસારનારૂં;—

કાષ્ઠ અને પાષાણુ વિષે, ભાવના કરી ઇશ્વરની.
વૃદ્ધોની જો કેવી છે, એ શુભ દ્રષ્ટિ અંતરની;—
જડમાં પણુ જગદીશ્વર પ્રભુને, માને પૂર્વજ તારો.
માનવમાં તો પ્રભુના રૂપને, થા તું જરી જોનારો;—

પ્રકટ ખોટું જ્યાં જણાય ત્યાં પણુ, લાભ સદા છે સૂચવ્યો.
વૃદ્ધોને એ પ્રસાદમય પીસે, શુભનો રસ અચવ્યો.

# दिव्य दर्शननुं प्रकाशन.

પદ ૧૦. ( સખિ સ્વપ્ન મંહિ મન મોહનને, એ લય. )

મુજ વાત ચમત્કૃતિની શી કહું, જેનું સુખ હું મનમાંહિ લહું;
ઉરથી અતિ હું મલકાઇ રહું, શો ચમત્કૃતિનો આનંદ અહા?
હું અચાનક રાત્રિમાં જાગી ગયો, શશિ સુંદર નભમાં ઉદય થયો;
સ્વપ્રકાશ ગૃહે મુજ નાંખી રહ્યો, વળી સાથ સમીર સુગંધ અહા. .
તે પ્રકાશે શયનગૃહ છાઇ રહ્યું, તેની મધ્યે સુંદર રૂપ લહ્યું;
જેનું સૌમ્ય સ્વરૂપ ન જાય કહ્યું,(જેનું)દીસતું ઐશ્વર્ય અનંત અહા
કોઇ દેવતણો દૂત એહ હતો, સ્વર્ણાક્ષરથી એ કંઇ લખતો;
પૂછ્યું મે વિધિ એ શું હતો કરતો,તે વદ્યો કરતાં સ્મિતમંદ અહા.
પ્રભુને બહુ પ્રેમથી જે ચહાતા, પ્રભુ ભક્તિ સરે જે સદા નહાતા;
લખું નામ હું તેના હે ભ્રાતા, છે ધન્ય તે સુકૃતિવંત અહા. !
દૂતને આતુર થઇ કહ્યું મેં, તુજ ગ્રંથે નામ લખ્યું મુજ તેં;
સંજ્ઞાથી નકાર એ સુચવીને, કરતો નિજ ગ્રંથ એ બંધ અહા !
કહ્યું મેં તવ નમ્ર અધિક થઇ, પ્રભુભક્ત તણા ચહાનાર મંહિ;
લખજે મુજ નામ દયા ધરી કંઇ, કહી ઠીક ગયો એ મહંત અહા.=
બીજી રાત્રિ વિષે ફરી એ આવ્યો, એણે ગ્રંથ મને એ બતલાવ્યો;
હતાં પ્રભુને જેહ અધિક ભાવ્યો, તેનાં નામ તેમાં પુણ્યવંત અહા. !
બતલાવી પ્રથમ તે માંહિ મને, મુજ નામ કહે પ્રભુ ચ્હાવે તને;
મુજને તું પ્રિય અધિક અને, રહેશે તુજ નામ જીવંત ' અહા. !

## મસ્ત પુરુષની સ્થિતિ.

### પદ ૧૧ ગઝલ.

ન્યારી સ્થિતિ આ વિશ્વમાં, સૌથી અમે। મસ્તાની,
જ્યાં પાયાવીણ ચાલી શકાયે, રાહ એ મસ્તાની;
સુખ સાહ્યબી સંપદ્ ભરી ગાદી હશે સુલ્તાનની,
જે સર્વ સુખનું મૂલ તે ગાદી અમે। મસ્તાનની.
બીજા ગૃહે ઉડતી મજા કંઇ સુંદરીના ગાનની,
વાગે અનાહત નાદ તે ગુહા અમે। મસ્તાનની;
ચાખે મજા શોખીન સઉ, માદક ચીજોના પાનની,
જીવનતણા રસની ભરી પ્યાલી અમે। મસ્તાનની;
કરતા સ્તુતિ કંઇ કંઇ જને।, ગંગા યમુના સ્નાનની,
પાણી નહિ પણ બીની તે સરિતા અમે। મસ્તાનની.
આશા ધરે આ વિશ્વમાં, કંઇ કંઇ જને। સન્માનની,
સઉ માન પ્રભુમાં મૂકવું એ રીત અમ મસ્તાનની;
ધારે કુશલતા વાત કરવામાં બધા અનુમાનની,
આચારથી અનુભવ ગ્રહેવો શ્રેણી એ મસ્તાનની.
ઉપજાવતા જેમાં જને। વૃત્તિ વિરોધી ભાનની,
તેમા સદા સમદ્રષ્ટિ રહેનારી અમે। મસ્તાનની;
અદ્યાપિ થઇ રહી છે નહિ જે વસ્તુ કોઇના ધ્યાનની,
તેમાં રમણુ કરી રહી સદા વૃત્તિ અમે। મસ્તાનની;
સામાન્ય ગણી જેને ઉવેખે દ્રષ્ટિ આ મતિમાનની,

તે માંહિ દૈવી તત્વ જોતી દ્રષ્ટિ આમ મસ્તાનની;
જાણી ન શકતા શક્તિ જે આ વિશ્વમાં ભગવાનની,
આવે ન તેની કલ્પનામાં શક્તિ આમ મસ્તાનની.



## શુંશું સેવ્ય છે ?

પદ ૧૨ ( પ્રભુરૂપ થવા જો હુ ધારૂં એ લય. )

શાની શાની લીધી છે તે દીક્ષા, તેની આજ કરૂં હું પરીક્ષા;
તારી જિહ્વા વડે બોલતાં આવડતાં, હશે શાસ્ત્રો તમામ.
પણ હું પૂછુ છુ બોલતાં આવડયુ, શું તને પ્રભુ તણું નામ; શાની૦
રાખતાં સારી રીતે આવડયું હશે, અંતરમાં વાત અનેક.
પણ હું પૂછું તને રાખતાં આવડી શ્રદ્ધા અંતરમાં એક; શાની૦
જિતી જાણ્યા હશે તે તો કદાપિ, મોટા ઘણા ઘણા દેશ.
પણ હું પૂછું તને જીતતાં આવડયો, મન કેરો નાનો પ્રદેશ; શાની૦
કર્ણ થકી પણ અધિક ઉદારતા બતલાવી તો હશે તેં જ.
કોઇના કહેલા કટુ શબ્દો ભૂલવા, ઔદાર્ય ધર્યું છે તે સેંજ; શાની૦
તું તો કહે છે જે રાખ્યો છે મેં તો, વર્ણાશ્રમ કેરા ભેદ.
પણ હું તો માત્ર પૂછું તેં અનુભવ્યો, તારા સ્વરૂપથી અભેદ; શાની૦
હકને મેળવવા તું દાવો કરે છે રાજ્ય સત્તાની પાસ.
હું પૂછું તારા આત્મામાંથી મેળવ્યા, કેટલા તેં હક ખાસ; શાની૦
મારા પૂછેલા પ્રશ્નોનો તારા ઉરથી તું કરજે અભ્યાસ.
યોગ્ય ઉત્તર જ્યારે દઇશ તું ત્યારે, ગણીશ હું તુજને પાસ; શાની૦

## નયનાંજન આંજવા મનને સુબોધ

પદ ૧૩ ( સંતન મન ભરીયાં મળજોરે, એ લય. )

અંજન મન ! અંતર આંજી, તું નિત્ય નિરંજન ન્યાળ.
નયનથી નિત્ય નિરંજન ન્યાળ.
બંધપણાનું બંધન ત્યજવા, મલ મજન પ્રભુ સેવ;
મનરંજન ભયભંજન પ્રભુ એ,
રહ્યા હૃદય તુજ રાજી, તું નિત્ય નિરંજન ન્યાળ;—
લેશનઅંતર છે અભ્યંતર, તુજમાં તુજ પ્રકાશ;
નિરખ નિરંતર મંત્ર જપીને.
દેખાતાં વાર ન થાશે ઝાઝી, તું નિત્ય નિરંજન ન્યાળગ;—
થાય બહિર્મુખ જેમ જેમ તેમ પડળ અધિક બંધાય.
અંતર્મુખ થાતાં આવરણો.
ટળતાં પલટાશે તારી બાજી, તું નિત્ય નિરંજન ન્યાળ;—
રજતમ પટ ભેદી તું જેમ જેમ આગળ આગળ જાશ.
પરિણામે નરહરિપદ પામી.
તેમાં તું રહીશ અખંડ વિરાજી, તું નિત્ય નિરંજન ન્યાળ;—

---

## नरदेह पामी मनुष्योनुं शुं कर्तव्य छे ?

પદ ૧૪ ( સંસાર સમજીએ શાણા મુસાફરખાનું એ લય. )

નરતનું પામી પંથિ, ઘણુ કરવાનું.
પળે પળે પગલે પગલે વધુ વધવાનું; પથિ૦
દેવને પણ એ તો દુર્લભ ગણાતું, પંથિ૦
(કાંજે) દેવોને દુર્લભ એવું કામ (ત્યાં) બનવાનું; પંથિ૦
ભયતણું કારણ એ તો પશુમાંએ રહેતું, પંથિ૦
મનુષ્યે તો મૃત્યુ કેરૂં ભય તરવાનું; પંથિ૦
જનનના ભોગોમાં તો પશુએ રહેતાં, પંથિ૦
નવજનન કાર્ય તારે આદરવાનું; પંથિ૦
પંખી પણ ઉડી શકતા ગગનમાં ઉંચે. પંથિ૦
તારે તો લોક લોકાતંરે ઉડવાનું; પંથિ૦
સારસ પણ એક મરતાં બીજું મરે છે. પંથિ૦
નર અને નારી એતો અમર થવાનું; પથિ૦
સમુદ્ર તો ટીટોડીએ પણ ખભળાવ્યો. પંથિ૦
તારે અનંત તત્વ ખભળાવવાનું; પંથિ૦
ભૂમિમાંથી શ્વાન પણ ધન કાઢે. પંથિ૦
તારે તો સુક્ષ્મમાંથી ધન ખેંચવાનું; પંથિ૦

ભૂમિથી રસને એક વૃક્ષ પણ ખેંચે, પંથિ૦
આત્મામાંથી તો તારે આકર્ષવાનું; પંથિ૦
ફળ અને ફુલ એતો વૃક્ષ બનાવે; પંથિ૦
અમૃતરસ વૃક્ષ તારે ઉગાડવાનું; પંથિ૦
ધાતુ સરખી પણ જગમાં મૂલ્યને ધરતી; પંથિ૦
તારે તો વિશ્વમાંહિ અમૂલ્ય રે'વાનું; પંથિ૦
પાણીના ઉપર તો નાવ ચાલે છે, પંથિ૦
જલ તત્વમાંથી તારે તરી તો જવાનું; પંથિ૦
સ્થુલ શરીરમાં તો જંતુ પણ ઠરતાં; પંથિ૦
કારણ મહા કારણમાં તો, તારે ઠરવાનું; પંથિ૦
શું શું ગણાવું તારાં કરવાનાં કાજ; પંથિ૦
પ્રવાસી થયો તું પથેથી ન ચળવાનું; પંથિ૦
કરવાનો કાળ જાતો નૃહરિ સ્મરી લે. પંથિ૦
પ્રયત્ને સીધાવ હાવે નથી બોલવાનું. પંથિ૦



# अभय भावना

પદ ૧૬ (અબ: તો લાજ તોરે હાથ; એ લય.)

અભય આણુ વર્ત્તે આજ, વિશ્વમાંહિ જ્યાં ત્યાં.
અભય ડંકા શુણીએ કાન, અભયનાં ચઢયાં નિશાન,
અભયનાં ગવાય ગાન, રાજ્યને પ્રજામાં—
અભયનાં દેખાય દાન, અભયનું અપાય જ્ઞાન;
અભયનું ધરાય ધ્યાન, હૃદય સુમૂર્ધામાં,—
અભય આણુ વર્તી જતાં, પ્રતિકૂલરૂપે જે હતાં;
અનુકૂળરૂપેજ થતાં, જોઇએ બધામાં;—
અમર રૂપે થયું છતું, મર્ત્ય રૂપે પૂર્વે હતું;
અભય સર્વને રક્ષતુ, વ્યાપ્યું સઉ જગામાં.—
અભયથી આરોગ્ય મળ્યુ, અભયથી દ્રવ્ય રળ્યુ,
અભયથી ઇપ્સિત ફળ્યું, ટળ્યા સઉ ઉધામા;—
અભય સર્વમાં ગ્રહીએ, અભય વીણુ ન અન્ય કહીએ;
અખંડ આનદે રહિએ, અભયની સત્તામાં;—

## कर्तव्यने वर्तमान क्षणमां साधवुं योग्य छे.

પદ ૧૬ (વહાલ ધરીને વ્રજમાં વિનોદે વિચરીએ હોજી.

કાલ છોડીને કરવું આજ તો કરીએ હોજી.
આજ છોડીને કરવુ, હાલ આચરીએ હોજી;
કોણે દીઠી કાલ, મધ્યે આડો ઘણો કાળ,
એ કાળને શીદ મિથ્યા ખોઇ, કાલની વાટ જોઇ.
આજ કાં દઇએ ધોઇજી.—
કરી રૂડાં કાજ, કરીએ સફળ તો આજ,
એ આજને સાર્થક કરી લઇએ, આજમાં પૂર્ણ રહીએ.
કાલને ભૂલી જઇએજી.—
આજ અને હાલ, એ છે આપણો ધનમાલ,
એ માલને હસ્તક કરી લઇએ, ઉછી તો ન કોઇને દઇએ.
પાછો એ ન આવે એવોજી.—
સાધી લે જે આજ, તેને મળે સુખરાજ,
એ રાજ્યમા સામર્થ્ય ઘણું છે, પનોતું જેનું આંગણું છે;
સાધો એ મુજ માંગણું છે જી —

---

## સ્વરુપ સાક્ષાત્કારવાન વૃત્તિના ઉદ્ગાર.

પદ ૧૭ ( મીરાંને પૂર્વે જનમની છે પ્રીતરે. એ લય. )

હે, હૃદયમાં ઉદય થયો છે સ્વપ્રકાશરે,
થયાછે અજ્ઞાન આવરણો વિનાશરે, આત્મજ્યોતિ નિહાળી;
ઘટમાં ભાળ્યો વ્યાપક અવિનાશરે, છુટયા જન્મ મૃત્યુ કેરા પાશરે.–
હું તું તે એ કરી હતો, ભેદ તણો જે ભાસ,
હુંમાં તે સઘળો શમ્યો, સઘળું નાણ્યું છે સ્વરુપ વિલાસરે; આત્મ૦
જાગી જોયુ અંતરે, નાંખી દ્રષ્ટિ બાહ્ય,
અંતર બાહ્ય સકળ સ્થલે, એક ચિન્માત્ર આત્મા લહાયરે; આ૦
હાનિ વૃદ્ધિ દોષ એ, હવે નથી મુજ માંહ્ય,
અજર અજન્મા અમર હુ, હુંજ અદ્વય અનંત અમાયરે; આ૦
મુજને ત્રથી ત્રય નથી, મુજમાં નથી ત્રણ ગુણ;
દેશકાલ વસ્તુ નથી, હું તો પ્રત્યક્ સાક્ષી નિર્ગુણરે; આત્મ૦
મુજને વિધવિધ રૂપમાં, પ્રકટ થનો હુ જોઉં,
હું મુજ સાથે ખેલનો, મુજને પામુ હુ મુજને ખોઉં રે; આત્મ૦
સ્વ સવેદ્ય અનુભવ લહી, થયો અનુભવી રૂપ,
જોવું જાણવું શમી ગયું, હું માં ખોલું હું હુમા થતો ચુપરે; આ૦

---

## निज कर्तव्यमां देवा योग्य सविशेष ध्याननो अधिकारिओने उपदेश.

પદ ૧૮ ( લગન તે શું સમજો છો બેહ સાહેલી. એ લય.)

મુખ્ય આ૦ કહો તમે પ્રાપ્તવ્યમાં શું શું ધાર્યું,
જ્ઞાતવ્યને કર્તવ્યમાં શું વિચાર્યું;
અધિક તે ગુમાવ્યું કે અધિક વધાર્યું,
તમારૂં જીવન તે જીતે છે કે હાર્યું.
ગૌણ આ૦ હું તો જાણું સારી ક્રિયાઓને કરવી,
જે [1]ધર્મને શુદ્ધ હોયે તે આચરવી;
મુખ્ય આ૦ છતાં જોડે મનની શુદ્ધિ ન વિસરવી,
સદા ચિત્ત જોડી ક્રિયાને આદરવી.
તમે૦ ૧
૨ ગૌણ આ૦ મેં તો માન્યુ ઉંચાજ કરવા વિચારો,
જેથી નવ આવતો અવનતિ વારો,
મુખ્ય આ૦ તથાપિ તે સાથે નથી સદાચારો,
જોડયા તો તો ફળનો રહેછે ઉધારો.
તમે૦ ૨

---

૧ ધર્મરૂપ.

૩ ગૌણુ અ૦ લહું હું તો આવી મળે જે તે સારૂં,
ભલે પછી ઉપરથી હોય નઠારૂં;
મુખ્ય અ૦ (એ) ખરૂં પણ યત્ને જો ખોટું સુધાર્યું,
તો તો સુખ આવી મળે ધાર્યું ધાર્યું.
તમે૦ ?

૪ ગૌણુ અ૦ હું તો જાણું ખેલ બધો છે આ કાચો,
વળ્યુ શું સુધાર્યો કદી એક ધાંચો;
મુખ્ય અ૦ એકેક સુધાર્યે મટે બધી ધાંચો,
ગુણો અને શાસ્ત્ર શું કહે છે તે વાંચો.
તમે૦ ?

૫ ગૌણુ અ૦ હું દીન થઇને પ્રભુ પાસ માગું,
કર્યાવિણુ કોઇ પ્રકારનું તાગું;
મુખ્ય અ૦ તથાપિ આ ધૈર્યને કરશો ન કાંગુ,
રાખો શ્રદ્ધા ઉત્સાહ લાગુને લાગુ.
તમે૦ ?

૬ ગૌણુ અ૦ હું તો એક ગુરૂ કૃપા વરવી એ જાણું,
વરે એમ ઇચ્છું પડે નિત્ય વહાણું;
મુખ્ય અ૦ (પણ જો) પ્રભુ સાસરે ન ચોરીમાં જવાણું,
તો વાળશે પ્રભુ કેમ કરૂણાનું આણું.
તમે૦ ?

૭ ગૌણ અ૦ હું તો જાણું વ્યાપ્યા છે પ્રભુ બધામાં,
જ્યારે ત્યારે આવીને મળવાના સામા;
મુખ્ય અ૦ છતાં ઓળખી[1] ન રાખ્યા જો કક્ષામાં,
(તો) જોતાં થશે પ્રભુ હશે આમાં કે આમાં
તમે૦ ?
૮ ગૌણ અ૦ હું તો માનું મારે નથી જન્મ મરણ,
પછી શીદ બીજાનું સેવું હુ શરણું;
મુખ્ય અ૦ તથાપિ (જો) ન અનુભવ્યુ ઉર આત્મઝરણ,
માનવું (એ તો) જેવુ જળત્રિણ ગોળીએ ગરણું.
વિચારો છે સઉના ઘણે અશે સારા,
તથાપિ ઘટે કરવા કઈક સુધારા;
સાવધ થશો લક્ષમાં રાખી તમારા,
તો તો સધ સિદ્ધિ લેશો બંધુ મારા.

---

૧ સાક્ષાત્કારપૂર્વક, અનુભવપૂર્વક.

## કુળ્યાવાળો છતાં પણ ઇષ્ટ સાથે ભક્તનો અનન્ય સંબંધ અને તેને નિભાવવા ભક્તની શ્રી ઇષ્ટપ્રતિ અભ્યર્થના.

પદ ૧૯ ( નાથ કેસે ગજકો બંધ છુડાયો, એ લય. )

નાથ? તમે ક્યાંથી હુથી છૂટા થાશો,
છૂટા થાતા તો ઉલટા બંધાશો                નાથ૦
આપણો સબંધ મોઢે ગણાવીશ, તો તો તમે લજવાશો,
લોક સકળ સાંભળીને હસશે ઉલટા તમે પસ્તાશો;—
અધમ મળ્યો હું તમને તેથી, મનમાં જરી ન મુંઝાશો,
અધમનો સંગ ન કરશો તો તો ન,–અધમોદ્ધારણ કહેવાશો;—
પતીત પાવનનુ પદ કદી આપનું, (તો) પતીત પદે મારો વાસો,
કેમ કરી પછી છૂટા થવાશે, સબંધ આવો જ્યાં ખાસો;—
દુ:ખી રહ્યો હું તો દુ:ખહર્તા, પદમાં આપ સોહાશો,
હું સરખો યાચક છું પાસે તો, દાતાના પદમાં સ્થપાશો,—
દીન અને દયા પાત્ર હુ છું તો તો, આપ દયાળુ ભણાસો,
ત્રાતા ત્યારે ગણાશો હું પંકે, ડૂબેલાનો કર સ્હાસો;—
રક્ષક આપ આ વિશ્વે ગણાતા, શાથી તે આપ તપાસો,
વિપત્તિની હું રાઢ ન પાડું તો, કહોને ક્યાં આપજ ધાશો;—

હું ભયભીત તો અભય દાતા થઇ, થાબડશો મારો વાંસો,
બલહીન હું અને બલપ્રદ આપ છો, કહો પછી કેમ છુટાશો;—
(હું) શરણાંગતને છોડશો તો કેમ, શરણ ત્રાણ લહાશો,
'કોણ તમારે શરણું' એમ (કોઇ) પુછે તો, તેને શો દેશો ખુલાશો;-
મલિન છતાં પણ આપનો તો પછી, સંઘરશો ન તો ક્યાં જાશો,
કાજળને છોડી શું ક્યાંહિ, કેવળ દીપ પ્રકાશ્યો;—
દ્રષ્ટાંતો હું કાઢીશ તેમ તેમ, નાથ અધિક સલવાશો,
માટે નિકટ રહી આપનાં નામો, સાર્થક કરવામાં જોડાશો;—




પદ ૨૦

**પ્રેક્ષક.** નદી તટ બેસીને હે ભ્રાત ? દીવાસળી તુ લઇને હાથ;
માંડયો આ શો ઉદ્યમ આજ, કરવા સિદ્ધ શાં ધાર્યાં કાજ.

**ઉત્તર.** તમે થઇને બુદ્ધિમાન, એટલુ કાં નવ અહેતા જ્ઞાન;
સળંગ ખોદીશ અહિંથી એક, નદી નીચે પહોંચાડીશ છેક;
પછી ત્યાં સળી આ સળગાવીશ,નદીને એ વિધિ ગરમ કરીશ.

**પ્રેક્ષક.** અરે ! મૂઢ શું સુઝે તને, અજ્ઞ વળી તું કહે અન્યને;
નદીનું જળ એમ ઉનું થાય ! એવા કોટિ કર્યે ઉપાય.—
ક્યાં નદી જેનું ગણાય ન માપ,ને ક્યાં આ તુજ સળીનો તાપ;

આ આધારે આવો યત્ન, કરતો થઇને તું નર રત્ન.

**ઉત્તર.** જગમાં જોઉં અનવધિજીવ, જે ઇચ્છે મેળવવા શિવ;
મેં એ સૌનો જોયો પ્રયાસ, સુઝયો પ્રયોગ(આ)તેથી ખાસ.
કોઇ દિવસમાં એક કલાક, કરતા જપ જેમ કકળે કાક;
બાકી દશ્યે રમતા રહે, પ્રભુ દર્શનને એ વિધિ ચહે.
વખત ગાળવા શાસ્ત્રે કોઇ,ઘડી અધઘડી સુધી રહેતા જોઇ;
મર્મ કશો ઉરમાં નવ ગ્રહે, તોય જ્ઞાન લેતા એમ કહે
પુ પું કરીને પાંચ પચાસ, પ્રાણાયામ કરે ધરી ત્રાસ;
તેટલામાં તો ધારે ઉર, પ્રાણનો જય થાશે જ જરૂર.
લાંબો થઇ ખેંચે સાષ્ટાંગ, ત્યાં લહે ભક્તિ કરી દશાંગ;
પછી વિચારે કરૂં પ્રયાસ, ફળનો કેમ ન થાયે ભાસ.
બ્રહ્મારમી થોડી ક્ષણ કહી, માને મતિ બ્રહ્મીભૂત થઇ;
બ્રહ્મનાણ્ લક્ષણ નવ ગ્રહે, બ્રહ્મ તત્ત્વ સામર્થ્યજ ચહે
કઇ તો ખવડાવીને પાન, માને દીધું મોટું દાન;
પછી વિચારે ફળ દાનનું, મળશે સુખ ઈંદ્ર સમાનનુ.
આ વિધિ વિધ વિધ જાતિ તણા જોયા ડાહ્યા જન મેં ઘણા;
તેથી મુજને લાગ્યું એમ, ગરમ થશે જલ નદીનું તેમ.

**પ્રેક્ષક.** બંધુ ! ધન્ય ધન્ય છે તને, દર્શાવ્યુ ઉત્તમ જ્ઞાનને;
ફલ તવ મોટું આવી મળે, યોગ્ય યત્નપ્રતિ જન જવ વળે.
ફલનું જેવું હોય સ્વરૂપ, યત્ન ઘટે તેને અનુરૂપ;
ઘટે એટલો વિધિથી યત્ન, કરતો તોજ મળે ફળ રત્ન.

---



## શિખરે સ્થિતિ.

પદ ૨૧ ( પ્યારી પ્યારી હારે મોહે સાજના, એ લય. )

ન્યારી ન્યારી દેખી અગમ્ય ભૂમિકા અમારી,
સ્થિતિ શી ! મહતી જણાતી;
મન મતિ નથી ગતિ જ્યાં કરી શકતાં,
સુર મુનિવર પણ જ્યાંથી અટકતા;
ધ્યાની જ્ઞાની સરખા પણ ના શકે વિચારી,
અનુમાને નથી એ અણાતી—
અનુભવના થતા અખંડ ઝળકારા જેમાં,
ન શંકાતણી દ્રષ્ટિતણા પલકારા તેમાં;
મહા નિશ્ચિત ને અચિંત્ય સ્થિતિના શિખરે,
થઈ જ રહીએ નિરંજન ને નિરાકાર એમાં. મન મતિ૦
કરીએ મહા વિશાળ પ્રદેશે રમણ,
સ્વીકારીએ ન કોઈનું કે ન કરીએ (કોઈને) નમન;
નિત્ય ભાળીએ થતું અગાધ ઉત્ક્રમણ,
કર્યું સહજ સર્વ બંધનોનું અતિક્રમણ. મન મતિ૦
સર્વરૂપ છતાં સર્વથી અતીત અમે,
થતા બાહ્યને સર્વાન્તરે પ્રતીત અમે;
સુપ્રસન્ન અને પૂર્ણ પદે સ્થિત અમે,
ગુણાતીત, કાલાતીત, પરાતીત અમે. મન મતિ૦

## अंतिम् उपकार निवेदन.

પદ ૨૨ ( ધર્મ ધુરંધર, શ્રી યદુનંદન, એ લય. )

કમલ નયન કમલાંક[1] શયન ! જય સાધક હૃદય વિહારી સ્યામ.
ભક્ત અલંકૃત પ્રેમનિયંત્રિત, ચરણ સાધુ શિરધારી[2] સ્યામ;
સ્વામી છો પ્રભુ બહિરંતરના, મનમંદિરનાં,
જેને મન નિજથી કોઇ પરના, બાલ ઉદરનાં.
આપજ જેને પ્રાપ્ત પછી શું તેણે યાચવું અન્ય જોને
અખિલ વિશ્વમાં તેથા બીજો, કોણ ગણાતો ધન્ય જોને.
છો કલ્પ લતા,[3] ધરી વત્સલતા, શિશુ અર્થે અવતારી સ્યામ;
આપ તણા ગુણ દશદિશ ક્ષણ ક્ષણ ઉપકૃત ઉરે ગવાય જોને,
આપ સ્વરૂપ લહી સૌને સ્થળ સ્થળ, ભાવથી ભેટી જવાય જોને.
એ અંતર અભિલાષા આજે, કરજો પૂર્ણ અમારી સ્યામ;

---

૧ લક્ષ્મીના ખોળામાં શયન કરનાર, ૨ જેનાં ચરણ સાધુજનોના મસ્તક ઉપર છે એવા ૩ કલ્પવૃક્ષ

ॐ

# કાવ્ય જ્ઞાન રશ્મિ.

## રશ્મિ. ૩



### પ્રણિપાત.

પદ ૧ ( અહા કર્મની ગતિ છે કેવી. એ લય. )

નરહરિપ્રભુ શિશુ સઉ વિનવી નમીએ પાય.
કરજો કરુણા દ્રષ્ટિ સર્વ પર, ભય દુઃખ પાપ તાપ જેથી શમી જાય;
આપ સર્વના કારણ સદ્‌ગુરો, સુત્રરૂપે સઉમાં વ્યાપ્યા છો.
અકલ, અમલ, પ્રબલ, શબલ સેવિત સુર સમુદાય; નરહરિ૦
ધ્યાન આપનું ધરતાં ભવની પીડ ટળતી, તુલ્ના ગળતી ભીતિબળતી.
ધશ શક્તિ, પાયે લળતી, મતિમાં થતી, બ્રહ્મપ્રતીતિ આનંદેરમાય;
શુભ સમય ગણીને પૂરજો ઇપ્સિતાર્થો.
સુગુણુ સકળ દેજો ટાળજો આ અનર્થો.
ઝટિતિ ઉર ઉગાડો જ્ઞાનનો શુદ્ધ ભાનું.
ભરિ ફરી નીર નેત્રે ના રહે યાચવાનું;
સઉના શીર્ષે વરદ હસ્તને ધારો ધારો, તારો તારો હારોહારો નરહરિરાય;

---

# मैं यथार्थ सुखनो अनुभव क्यां कर्यो. ?

પદ ૨ ( પ્રીતમ ન્હોય પ્રીતની રીત. એ લય

ક્યાં ક્યા અનુભવીયું મેં સુખ;
વન ઉપવનમાં નાના મોટા મુજ તરૂ બધુ સગે,
ફરી મે નિર્મળ શાંતિ સુખને, અનુભવ્યું બહુ પ્રસગે, ક્યાં ક્યાં૦
સમુદ્ર તટ પર બેસી તન પર, લઇને લહરી મીઠી.
વ્યાપેલી મુજ મનમાં મુખપર, પ્રસન્નતા મેં દીઠી; ક્યાં ક્યાં૦
મંદ મંદ વહેતી નદી કેરો, રમ્ય પ્રવાહ વિલોકી,
અનેક સમયે અંતરના મેં, તાપ દીધા છે ઓકી; ક્યાં ક્યાં૦
નાટકમાં પણ વિધ વિધ રસ ઉત્તમ ભજવાતા ભાળી,
સાત્વિક રાજસ આનંદે મેં, બહુ સમયે મતિ ઢાળી; ક્યાં ક્યાં૦
દૈવી ભાવ પ્રકટ કરનારાં, ચિત્રોની જોઇ ખુબી,
આનંદ રસમાં અનેક સમયે, છે મુજ વૃત્તિ ડુબી; ક્યાં ક્યાં૦
કોમળ હૃદયગમ સ્વરનું દિવ્ય, સગીત શુણીને કાને.
તન્મય થઇ કઇ સમયે મુજ મતિ, ભૂલી ગઇ નિજ ભાને; ક્યાં ક્યાં૦
વિલોકી ઉત્તમ ગ્રથો ઉંચે, ગગને હું છુ ઉડયો,
શાંત ગગન દેશે છુ મહતી, શાંતિમાંહિ બુડયો; ક્યાં ક્યાં૦
આ વિધિ વિધવિધ ઈંદ્રિય કેરા, ને મનના વિષયોમાં,
સુખ શાંતિનો અનુભવ લીધો, છે મેં બહુ સમયોમાં ક્યાં ક્યાં૦

આમ છતાં પણ તૃપ્તિ ન મનની, કોઇ દિવસ હું પામ્યો,
આનંદ વિષય સબંધે પ્રકટયો, રહે અખંડ ન ઝામ્યો; કયાં ક્યાં૦
આવ્યો પછી હુ પ્રેમે જ્યાં, જગદધિપતિ આપ વિરાજે,
સહસ્રદલનું કમળ નિહાળ્યુ, સમય ન જાતાં ઝાઝો, ક્યાં ક્યાં૦
મધ્યે જોતાં આપ પ્રભુને, શાંતિ શું તે જાણ્યુ,
સુખ ન હતું પૂર્વે જેને સુખ, સુખ કહી અતિ વખાણ્યુ; કયાં કયાં૦
કયુ વિશેષણ દેવુ આ શાંતિને ના સમજાતું.
દિવ્ય શાંતિના સુયશ ગાન, પૂર્વક મન રહે છે ગાતુ; કયાં કયાં૦

---

## જો તમે મનુષ્ય હોતો.

પદ. ૩.

(જો) મનુષ્ય હો વીર તમે, ખરા જો મનુષ્ય હો વીર તમે.
ચાલો સીધુ;
બોલો સીધુ,
લખોજ સીધુ;
લહોજ સીધુ.
કરો સીધુ સઘ સમે; ખરાજો મનુષ્ય હો વીર તમે;
દુઃખ ગણ તેટલું દમે.

પણ હાય ન વદશો ક્યમે, (૨) ખરા જો૦

ધર્મ ન વિસરો,

નીતિ ન વિસરો;

પ્રભુ ન વિસરો,

જ્ઞાન ન વિસરો;

ચઢતા જાજો ક્રમે, (૨) ખરાજો મનુષ્ય હો વીર તમે.

જે હરિ ગુરૂને બહુ ગમે;

જેને દેવો પણ નમે,

તે વિધિ ચાલો;

તે નીતિ ઝાલો.

તે પથ હાલો;

તે વ્રત પાળો.

બરજો બાજુ જમે, (૨) ખરા જો મનુષ્ય હો વીર તમે:



## स्वरूपानुभवोद्गार.

પદ ૪. ( આશું વાત કરો પ્રેમ યાદ કરો. એ લય. )

મારૂં રૂપ મેં લહ્યું ખોટું હું પણું ગયું, હું તું તે રૂપે થયું હવે આજ;
હું કૃતકૃત્ય થયો, શોક ભય સહુ ગયો, મેં દુઃખ માત્ર દહ્યું સર્યાં કાજ.
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ કે, તુર્યા મને સમાન;
કાજે મુજ અનુભવ રવિ, પ્રકાશતો સહુ સ્થાન.
ભેદ ભ્રાંતિ મને સ્ફુરતી કદી ના મને,[1] મતિનું તિમિર ગયું હવે આજ.
ન્યાળું અસંખ્ય ભાતિના, નાના જગદાભાસ;
પરમશાંત પરબ્રહ્મનો, મંગળકારી વિલાસ.
દ્રષ્ટિકરતા[2] અહિ, બુદ્ધિ[3] રજ્જુથીગઇ, હતું જેમ તેમ થઇ રહ્યું હવે આજ.
અવર્ણ્ય પ્રબોધનું કથન, કરવા વાણી જાય;
ત્યાં તે પ્રબોધરૂપ થઇ, પ્રબોધમાંહિ સમાય.
( તેથી ) મનમાં પૂર્ણું મલકાઇ,
જડસમ રહી વિશ્વમાંહિ, મૂક થઇ મૌનને ગ્રહ્યું હવે આજ;

---

૧ મનમાં. ૨ સાપની બુદ્ધિ. ૩ દોરડીમાંથી.

## चढी आंवळा विपत्ति वादळने विखेरवा विज्ञप्ति.

પદ ૫. ( મુજને માર ના સમશેર વહાલા વીર તું, એ લય. )

કરવા સ્હાય,–મુજ ગુરૂરાય વેગે આવજો;
દેવા છાય હણવા અપાય, વહાલા આવજો.
જોઇ ઘનઘોર મન ગભરાય,
દુર્બળ હૃદય ધડકી જાય, વહાલા આવજો.
[1]કસતાં કદી ન વદી મે હાય,
આ કેમ કસોટી ગણી જાય, વહાલા આવજો.
દુર્બળ સબળ કસતાં થાય,
સાચી કસોટી તવ વખણાય, વહાલા આવજો
પ્રકટો ઝટ પ્રભુ નભમાંહ્ય,
(જેથી) અભ્રનું સૈન્ય આ વિખરાય, વહાલા આવજો;



## कोण जीवे छे?

પદ ૬ લાવણી મીશ્રિત હરીગીત.

તેજ જીવે છે, તેજ જીવે છે, મથે સદા જે ઉચ્ચ થવા;
સફળ થાય કે નિષ્ફળ થાયે, તો પણ તે જીવતા ગણવા.

---

૧ પૂર્વે જ્યારે જ્યારે આપે મારી કસોટી કરી છે ત્યારે કદી મેં દુ:ખની બુમ પાડી નથી

ખાવા પીવામાં ઉંઘવામાં, વ્યર્થ વાતોમાં તથા;
હરવા વિષે ફરવા વિષે, રમવા વિષે દિન ગાળતાં.
આ વિધિ અમન ચમને ભલે સો વર્ષ રહીએ જીવતા;
પણ જીવન એ નથી મૃત્યુ છે સદ્વિવેકી જન જાણતા.
તેજ જીવે છે, તેજ જીવે છે, મથે સદા જે ઉંચ્ચ થવા;
સફળ થાય કે નિષ્ફળ થાયે તોપણ તે જીવતા ગણવા.
નથી મુઆ તે જે વિશ્વમાંહિ ઉચ્ચ કાર્ય કરી ગયા,
નથી જીવતા તે જગતમાં જે ભોગમાંહિ ડુબી રહ્યા;
પુરૂષાર્થ કરનારા જીવન શી વસ્તુ છે તે જાણતા;
વિષયે પચી રહેનાર જીવતાં મૃત્યુને અહિં માણતા.
તેજ જીવે છે, તેજ જીવે છે, મથે સદા જે ઉંચ્ચ થવા;
સફળ થાય કે નિષ્ફળ થાયે તોપણ તે જીવતા ગણવા.
શું થયું વિજય ન જો મળ્યો શું થયું શાંતિ ન સાંપડી,
શું થયું પગવાળી ન બેસાયું નિરાંતે પા ઘડી;
પણ અમન ચમનથી ઉંચ્ચ અતિ ગુણ યત્નશાલી જીવન છે,
કાંજે ખરૂં એ જીવન છે બીજું જીવન નથી મરણ છે.
તેજ જીવે છે તેજ જીવે છે, મથે સદા જે ઉંચ્ચ થવા;
સફળ થાય કે નિષ્ફળ થાયે, તો પણ તે જીવતા ગણવા.

---



## शनैः शनै इष्ट स्मरण करवा जीवने प्रबोध.

પદ ૭ ( અલ્યા મોક્ષ માટે શીદને તમે. એ લય. )

ઇષ્ટ નામ વહાલા નિત્ય હવે ભાખતો જા,
બિંદુ બિંદુ રૂડો રામરસ ચાખતો જા ઇષ્ટનામ૦
થોડે થોડે આ જંજાળ દૂર નાંખતો જા,
સત્ય હરિ વિના ન અન્ય એવું ઝાંખતો જા. ઇષ્ટનામ૦
વિષય વ્યાળી વહાલા મનને વશ રાખતો જા,
દુઃખો સુખ નિમિત્ત સમજી હર્ષે સાંખતો જા. ઇષ્ટનામ૦
પ્રવૃત્તિ પથે હવે થોડો થોડો થાકતો જા,
નિવૃત્તિ પથે વહાલા ગાડું ધીમું હાંકતો જા. ઇષ્ટનામ૦
સોના રૂપાને પોઠે ન હવે લાદતો જા,
રૂડાં શમદમાદિ રત્ન ગાંઠે બાંધતો જા; ઇષ્ટનામ૦
[1]ભૂતોની નિશામાં ઉંઘવાનું ત્યાગતો જા,
ભૂતો ઉંઘે તેમાં સંયમી થઇ જાગતો જા. ઇષ્ટનામ૦
સ્વાર્થી જગજનોનો સ્નેહ હવે કાપતો જા,
નૃહરિનાથ શિરે સાચા સગા સ્થાપતો જા; ઇષ્ટનામ૦

---

૧ જેમાં જીવો સાવધ રહે છે એવી વ્યાવહારિક પ્રવૃત્તિમાં ઉંઘ અને જેમાં જીવો અસાવધ રહે છે એવી નિવૃત્તિમાં સંયમી થઇને જાગ.




પદ ૯. ( રસ ભર્યું આ જોબન જાય. એ લય. )

પ્રાતઃકાળે પેઠો હું એકવાર, પ્રભુના દિવ્ય ધામ વિષે;
કોઇએ રોકયો ન પૂછી અધિકાર, જવા દીધો સીધી દિશે.
હીરા મોતી રત્નના, ઢગલા પર્વત તુલ્ય;
ગગને અડી રહ્યા હતા, આંકયું ન જાએ મૂલ્ય.
સોના રૂપાનો ન થાગ, રોળાય રેતી પેર. પ્રભુના દિવ્ય૦
ઉદધિ ભર્યો આરોગ્યના, યૌવન રસથી યુક્ત;
રોગ મૃત્યુથી આચમન,—કરતાં થવાય મુક્ત.
જીવ દ્વિતીય શંકર થાય, તત્ક્ષણ માંહ્ય; પ્રભુના દિવ્ય૦
સત્તાને ઐશ્વર્યના, વિવિધ વિભવના સાર;
ખુટે નહિ એવા હતા, અસંખ્ય ત્યાં ભંડાર.
સુખ શાંતિ હતાં વળી પ્રેમ, અનંત અપાર; પ્રભુના દિવ્ય૦
બોલ્યો હું મનમાં પછી, ધન્ય ધન્ય મુજ ભાગ્ય;
વાંછિત પૂર્ણ થવા તણો, આવ્યો રૂડો લાગ.
લેવું લેવાય એટલું આજ, મૂકી સઉ લાજ; પ્રભુના દિવ્ય૦
ભલે બીજા દુઃખમાં સડે, પણ મુજ ભીડ અપાર;
માટે મારે મારૂં હિત, ચુકવું ઘટે ન લગાર.

કોણ ખાય દીવાળી દિન, ગોકળીયો ઘેંશ; પ્રભુના દિવ્ય૦
નહિ આપું હું કોઇને, આમાંથી તલ ભાર;
લેવા આવે કોઇ જો, લાતથી કરૂં સત્કાર.
આ સહુનો ભોગવનાર, હું માત્ર થઇશ; પ્રભુના દિવ્ય૦
આમ વિચારીને પછી, લાંબા કરી કર જ્યાંહિ;–
—ઇચ્છેલું લેવા બધું, થયો પ્રવૃત્ત હુ ત્યાંહિ.–
મુજ શય્યામાં મને જોઇ, રહ્યો હું રોઇ; પ્રભુના દિવ્ય૦
બીજે દિન વળી જોયું મે, પ્રભુનું પેલું ધામ;
પૂર્વથી પણ બહુ શોભીતું, પૂરનારૂં સહુ કામ.
મેં કબુલ કર્યો મુજ દોષ, થઇ અતિ દીન; પ્રભુના દિવ્ય૦
પ્રભો ! ભુલ્યો ગઇ કાલ હું, છકી મદમાંહિ અજાણ;
ક્ષમા આપી આજે કરો, દુઃખીનું પ્રભુ ત્રાણ.
નિજ ઉદરાર્થી નહિ થાઉ, હવે કદી નાથ; પ્રભુના દિવ્ય૦
જગતતણા સહુ જીવને, મારા બંધુ ગણીશ;
મુજ સુખ વહેંચી તેમને, પછી હું કકડો ખઇશ.
સુખી કરી અવરને નાથ, પછી સુખી થઇશ; પ્રભુના દિવ્ય૦
નિશ્ચય મુજ શુણીને વદ્યા, પ્રસન્ન થઇ પ્રભુ વાણ;
જ્યારે જે જોઇએ (તે) લઇ, જજે તું છે મુજ પ્રાણ.
મુજ જે કંઇ ભક્તનું સર્વ, ન મારૂં કાંઇ; પ્રભુના દિવ્ય૦



## ईश्वरने मनुष्योए क्यां शोधवा. ?

પદ. ૧૦.

ઇશ્વર ક્યાં અમો શોધું, બતાવો કોઇ દયા લાવી;
પૂછે જ્યાં ત્યાં જન સઉને, હૃદય દીનતાથી કરમાવી. બતાવો૦
મત્સ્યો પૂછે ઉદધિ ક્યાં હશે, ઘો કોઇ દર્શાવી;
રમતાં ઉદધિ મધ્યે નિત્ય અહહહ ! ભ્રાંતિ થઇ આવી. બતાવો૦
પૂછે પક્ષીઓ વાયુ બતાવો, છે હવા ખાવી;
વસતા વાયુમાં ન હવા જડે, ક્યાં ભાગ્ય સ્તુતિ ગાવી. બતાવો૦
પ્રભુમાં હરે પ્રભુમાં ફરે સઉ જૂદાઇ ન થાવી;
તો પણ વિરહ ભ્રાંતિ આ શી જનને, વ્યર્થ દે તાવી. બતાવો૦
હરિમય વિશ્વ આ છે એજ હરિ જોવા તણી ચાવી;
સાધી નૃહરિ અનુગ્રહથી ન ભજ બાવો અને બાવી. બતાવો૦




પદ ૧૧. ( મને રોકી રહ્યા શીદ વનમાંરિ, એ લય. )

હું છું વ્યાપી રહ્યો ત્રિભુવનમાંરિ,

ત્રિભુવનમાંરે, સઉ જનમાંરે, મુજ મનમાંરે; હું છું૦

દૂર નિકટ હવે કાંઇ ન મુજથી, સઉમાં હું, સઉ મુજ તનમાંરિ; હું છું૦

સ્વપ્ન ટળ્યું ને ભ્રાંતિ વિલાઇ, વહું હવે શીદ સાધનમાંરિ; હું છું૦

એક હું જ્યાં ત્યાં ભય શોકાદિ, આવે ક્યાંથી નયનમાંરિ; હું છું૦

મુજમાં સઉ જડતાં ન હવે વહું, સુત દારા ગૃહ ધનમાંરિ; હું છું૦

જગહરિ હું થયાં એકજ નૃહરિ, નિરખતાં બ્રહ્મ સદનમાંરિ. હું છું૦



## परमेश्वर विना जीवना मनोरथ पूरवा कोइ समर्थ नथी.

પદ ૧૨ ( મારા હૈયાકેરા હાર નજર એ લય. )

તારા મનના, પ્રભુવિણુ કોઇ મનોરથ નહિ પૂરેરે.
જ્વાળા દુઃખની ઓલવી, શાંતિ ન કોઇ કરે ઉરેરે;
ઊંચે નીચે શીદતું ભટકે, સુખાર્થ શીદ શિશ નિશદિન પટકે;
ક્યાંહિ ન શાંતિ મળે, મહરે, ભુરરે, ભુરેરે; તારા૦
મિષ્ટ મળે જળ ગંગામાંહિ, મરૂ ભૂમિમા બિંદુ નહિ ભાઇ;
મિથ્યા આશામાં શીદ આમ વૃથા ઝુરેરે; તારા૦
પ્રભુના ચરણ નિકટ ઝટ જાજે, સુખ વિભવાદિ ચહે જો આજે.
પ્રભુથી અનવધિ સુખ ગ્રહું જો, અસુરે સુરેરે; તારા૦
પ્રભુથી ન મળે એવું ન કાઇ, સમજી સદા પ્રભુ પદ રહાઇ;
કર સત્વર દુઃખ દૈન્ય બધું તારૂં દૂરેરે; તારા૦
પ્રભુસમ ધણી ન કોઇ જગતમાં, તત્પર રહેજે નિજ જનહિતમાં.
સંશય ત્યજી જોડઇ જા, ઝટ પ્રભુના ધુરેરે; તારા૦
હજાર હાથથી સુખ દેનારા, પ્રભુ ત્યજી જે બીજે જાનારા;
ખાતાં છાતાં અરૂચિ અતિ ધારી કુરેરે; તારા૦
નરહરિ પ્રભુ આ જવલંત કલિમાં, જાગ્રત લહી તુજ હૃદયકલિમાં.
સેવી ઇપ્સિત પામ સુબુદ્ધિ જો સ્ફુરેરે, તારા૦

## इष्टप्रति उपालंभनो भाव दर्शाव-नारां मार्मिक वचनो.

પદ ૧૩ (તારી કુબ્જાસેં મન રાજિ, હમસે ન બોલના મહારાજ, એ લય.)

આવો[1] અંતર થઇને સમર્થ, અમથી ન રાખીએ મહારાજ!
સ્વરૂપે જે છો આપ હું તે છું, અંશરૂપે પણ આપતણો હું,
શિવ રહો આપ, હુ જીવ રહુ એ શુ, ન રાખીએ મહારાજ.
આપ રહો અજરામર, મારે મૃત્યુ વાર્ધક્યનું દુઃખ ભારે,
જન્મવું જગમાં વારે વારે, ન રાખીએ મહારાજ.
અખંડ સુખમય આપ વિરાજો, ત્રિવિધિ તાપે હું રહું દાઝયો,
ભેદ જ આવો ઝાઝો, અમથી ન રાખીએ મહારાજ.
ઐશ્વર્યાબ્ધિ ભલે પ્રભુ રહેજો, લઘુ સરિતા પણ અમને કરજો;
ઘટિત શું અરણ્યસમ પણ સર્જો, ન રાખીએ મહારાજ.
આપસમાન, ન કહું, કરી સ્થાપો, પુષ્પ ન, પણ કહું પત્રજ આપો,
શ્રીપતિ દરિદ્રતા મુજ માપો, ન રાખીએ મહારાજ.
આપતુલ્ય હતુ કાંઇ ન દેવુ, વધા વેદમાં તો શીદ એવું,
'અભિન્નપણુ જીવશિવમાં લહેવુ', ન રાખીએ મહારાજ.
પુત્ર અનૌરસ હોય નૃપતિનો ધણી હોયે થોડી પણ ક્ષિતિનો,
જગપતિસુત હું દરિદ્ર સ્થિતિનો, ન રાખીએ મહારાજ.
ભેદ ભલે બીજો પ્રભુ રાખો, જ્ઞાન ભેદ પણ વિલાવી નાંખો;
થા ચિન્મય વર ભાખો, અમથી ન રાખીએ મહારાજ.——

---

૧. આ પ્રકારનો.



## तत्वमां विलीन वृत्तिना अनुभवोद्गार.

પદ ૫૪ ( મને આવે છે ફેર. એ લય. )

મારૂં સુખ ના કહ્યું જાય, ઝીલું હું તત્વ સમુદ્રમાં.
મન વાણી સ્તબ્ધ થાય, ઝીલુ હુ તત્વ સમુદ્રમાં;
[1]પાર કે અંતર[2] જણાય નાં, ઉચે નીચે પણ તેમ,
મધ્યે મારૂં હું પણ;
કદી લહુ છુટું અણું.
કદી ના ભળાય,— ઝીલું૦
ઉલટયો અનુભવ અવનવો, શુણ્યો જોયો ન ક્યાંહિ,
રાજી થાઉં જોઇને;
કહી ન શકું કોઇને.
પરામાં લહાય— ઝીલું૦
કામ ન શેષ હવે રહ્યો મળ્યું પ્રામત્ય માત્ર,
મન ન હવે ઉઠતું,
ભિન્ન ન સ્વરૂપથી થતું.
(જેમ) જળ જળે જણાય— ઝીલું૦

---

૧ પહોળાઇ. ૨ લંબાઈ.



## मंगळमयदिने इष्टश्रीने नमस्कार तथा सत्कृतिनुं पालन.

પદ ૧૫ ( હું નથી અવી ભોળી એ લય. )

ભક્તિથી પાયે લાગું, ભક્તિથી પાયે લાગુ.
મંગળ દિનેરે; ભક્તિથી૦
વિષય મોહ નિદ્રાને ત્યજીને, આજ સ્વરૂપમાં જાગુ,
પ્રાતઃકાળથી આપ ઇશના, સ્મરણ ચિંતને લાગું; ભક્તિથી૦
આધિ વ્યાધિને દેનારી, ક્રિયા માત્ર હુ ત્યાગુ,
ક્ષણ ક્ષણ મન મતિ કાયા વચને, આપ વિષે અનુરાગું; ભક્તિથી૦
શમ દમાદિના દિવ્ય [1]વસનથી. આજ શરીર આ ઢાંકુ,
સુગુણ ભુષણે મતિ દિપાવી, [2]ઋજુ કરૂ હુ પણ વાંકુ; ભક્તિથી૦
નિંદ્ય વિકારો પકડી પકડી, મૃત્યુ[3] કાષ્ઠ પર ટાંગુ,
પ્રભુનો અનુગ્રહ પાત્ર થવાને, તપ [4]શુચિમાં તનુ દાધુ,[5] ભક્તિથી૦
આ આપો તે આપો, એવું કાંઇ ન પ્રભુ પ્રતિ માંગુ,
ચરણ સ્પર્શથી પૂર્ણ તૃપ્ત થઇ, પ્રભુ યશ દશદિશ ભાખુ; ભક્તિથી૦
ઉપેન્દ્ર પ્રભુનાં ચરણોમાં આ [6]વિરાટ જોઇ આખું.
કશુ પ્રાપ્ત કરવા, ના બીજે, ક્યાંહિ દ્રષ્ટિ હું નાંખુ,* ભક્તિથી૦

---

૧ વસ્ત્રથી. ૨ હુ પણું જે વાંકુ છે તેને હુ સરળ કરૂં. ૩ ફાંસીના લાકડા ઉપર ૪ તપરૂપી અગ્નિમાં ૫ દહનતરૂં. ૬ બ્રહ્માંડ. * આ પદ્ય શ્રીમાન્ વિશ્વવંદ્ય તરફથી છેલ્લું લખવામાં આવ્યુ હતું.

ॐ

# કાવ્યજ્ઞાન રશ્મિ.

## રશ્મિ. ૪




### પદ ૧ ધના શ્રી.

જય જય પ્રાણાધાર, શ્રીપતિ જયજય પ્રાણાધાર,
ચંદ્રવડે જેમ રજની શોભે, દીપવડે આગાર, શ્રી૦
પ્રકૃતિ રમ્ય તેમજ ભાસે, આપ તણે આધાર. શ્રી૦
પુત્ર વિના ગૃહ શૂન્ય ગ્રહીનું, કમળવિના કાસાર.[1] શ્રી૦
આપ વિના પ્રભુ તેમજ લાગે, સઘળો આ વ્યવહાર. શ્રી૦
આપ તણા સાંનિધ્ય થકી આ, સ્ફુરે છે સંસાર. શ્રી૦
સત્તા સ્ફુર્તી આપજ અર્પો, આપજ આનંદ સાર. શ્રી૦
અંતર ધ્વાન્ત આપ નિવારી, સુખ શાંતિ દેનાર. શ્રી૦
આપની સહાય ન જે જે જીવને, જીતે તે કેમ [2]માર. શ્રી૦
આપજ દાતા આપજ ત્રાતા, આપજ સર્વાધાર. શ્રી૦
આપનું સાચું શરણુ ગ્રહીને, નમીએ પ્રભુ આવાર; શ્રી૦

---

૧ તળાવ. ૨ કામ.

## તત્વજ્ઞાન માટે યોગની સાથે ભક્તિ આવશ્યક છે.

પદ ૨ ( મહાડ. )

હે, ભક્તિને યોગની સાથ, સાધો વળીરે વળી,
વિવેક દ્રષ્ટિ કરીને જોતાં, સર્વત્ર વિશ્વની માંહ્ય;
સ્ત્રીની સાહાય્ય જ્યાં નથી લીધી, બાલ ન ગર્ભે થાય. સાધો૦
પક્ષિ પશુને દેવ દાનવમાં, ભાસે ભિન્ન એ જાત,
ગંધર્વ કિન્નર માનુષ લોકમાં. ભેદ એ છે વિખ્યાત; સાધો૦
પરાગ જ્યારે રેણુની સાથે, કેસરમાં એક થાય,
વૃક્ષાદિના બીજક સર્વે, સ્ફુરતા ત્યારે લહાય; સાધો૦
ધાતુ આદિ ખનિજ સૃષ્ટિમાં, એજ જણાતો ન્યાય,
સૂર્ય ચદ્રના યોગ વિના નહિ, ધાતુ ગર્ભ ચણાય; સાધો૦
અધિક જોવાનુ નથી રહેતું, આદિ સિદ્ધ એ અર્થ,
બ્રહ્મા વિષ્ણુ આદિ દેવો, શક્તિ વડેજ સમર્થ; સાધો૦
આદિ અનાદિ ઈશ પરેશ, ઇચ્છે પ્રકૃતિ સગ,
માયા વિના મહેશનો તો, ભગજ થાતો ઉમંગ; સાધો૦
સાધ્વી મનમાં ભેદ ન લહેતા, માને પતિ પ્રભુ એક,
વિયોગ કરે જે ઉભયનો થાયે, પાતકી તે જન છેક. સાધો૦
ભક્તિયોગનો યોગ થયા થકી, પ્રકટે પ્રેમ નિરોધઃ
તેથી ઇશ સ્વરૂપે જણાતાં, ઉગે એકય પ્રબોધ. સાધો૦
નરહરિ પ્રભુમાં એકજ થાતાં, શમતા સઘળા કલેશ;
ઇષ્ટ કરુણા પ્રાપ્ત થતાં જીવ, બનતો સુરેશ નરેશ. સાધો૦

## श्री इष्ट ध्यानपूर्वक दृष्यनुं विस्मरण करवा मनने सुबोध.

પદ ૩ (જનમ આ ચાલ્યો માનવનો એળે જાય છે રે, એ લય.)

હૃદયે ધરી ઇષ્ટ ધ્યાનનેરે, નિત્ય સ્વરૂપમાં ઠરજે;
વિસારી દૃષ્યના આ ભાનનેરે, નિર્ભયપદમાં વિચરજે.
અંતરમાં ઉતરીને સત્વર, મેળવ દૈવી જ્ઞાન;
ક્ષણુ ક્ષણુ વારૂં તોએ તુજને, કેમ ન આવે સાનરે. નિત્ય૦
આડા અવળા માર્ગ ત્યજીને, સરલ સુમાર્ગે ચાલ;
શુદ્ધ સ્વરૂપ ત્યજીને હે મન ! અનિત્ય સુખ નવ ઝાલરે. નિત્ય૦
વિષયો વિષવત્ જાણી ઉરમાં, સત્વર ત્યજજે પ્યાર;
અવિનાશી પદમાં સ્થિર થાતાં, ક્લેશ ન પીડે લગારરે. નિત્ય૦
ઉરના દોષો ક્ષણુમાં બળશે, જપતાં હરિનું નામ;
સુખ સ્વરૂપ તું થાશે અંતે, મળશે અખંડ સુખ ધામરે. નિત્ય૦
ક્ષણિક સુખોનું ભ્રમણુ ત્યજીને, થઇ જા હાવે શાંત;
નરહરિ પ્રભુમાં શમન થતાં તુજ, ટળશે અવિદ્યા ધ્વાંતરે. નિત્ય૦

---

## શ્રેયઃસાધન સાધવા સાધકોને વિજ્ઞપ્તિ.

પદ ૪ ( એ'ગાર તેં ખુમીરે કીધી. એ લય.)

સાધવા શ્રેય વિચારો, પામવા સંસૃતિ આરો,
આહાર શુદ્ધિ, પ્રથમજ સાધી, સાત્વિક કરવા દેહ,
યત્ન આરંભો સારો;—
સદ્‌ગુણ ગણને, હૃદયમાં સ્થાપો, ધૈર્ય ધરીને વીર,
ષડરિ સઘ સંહારો;—
વૈદિક સ્માર્ત કર્મ કલાપને, સેવીને રહી નિષ્કામ,
મળરૂપ દોષ નિવારો;—
કર્મને કરતાં થાઓ ન કર્મઠ, આણો ન દંભનો ગંધ,
નથી એ માર્ગ તમારો;—
પ્રાણાયામ કરીને વાળો, સંયમ પ્રત્યે મન,
ત્યજીને અન્ય લવારો;—
સાધન સર્વમાં સયમ સમ નહિ, સાધન સાધો ? અન્ય,
સંયમે આત્મા ઉદ્ધારો;—
સંયમ સાધી નિરખી નાથને, પામીને પૂર્ણ તત્વજ્ઞાન;
નરહરિ જય ઉચ્ચારો, પામીને સસૃતિ આરો.

# શુદ્ધ રાગ એજ જગતમાં સાચો સાર છે.

પદ ૫ (ભક્તિ વિનાનું જ્ઞાન મોળું લાગેજી. એ લય.)

શુદ્ધ રાગ છે જગે સાર સાચોજી.
સુખનો એ સાંચો મોટોરે હાં.
એને ન સાધે તે તો સાધક કાચોજી.
એનો ન મળે અન્ય જોટોરે હાં.—
કુમુદ પદ્મથી રાગને બાંધીજી.
શશિસૂર્ય તાપસઉ કાપેરે હાં.
રાગવડે રસારસ[1] તો સ્થભેજી,
અહિંસા ફલ પોતે આપેરે હાં.—
કાવ્ય કલા સર્વ એથી શોભેજી,
એ વિણુ નિરસ એ રહેતાંરે હાં.
રસિક એને સદા શોધી શોધીજી,
જ્યાં ત્યાંથી યત્ને ગ્રહેતારે હાં.—
[2]ગરથી વ્યાપૃત આ રાગમાં રહેતો જી,

---

૧ જલ. ૨ ગર શબ્દમાં આકાર નથી પણ રાગમાં રહે છે. તેથી સ્વાશ્રય રૂપ રાગમાં એ ગરત્વનો અભાવ એ-

અમૃતરૂપ તેથી ઠરતોરે હાં.
રાગ વિનાની રગ સઘળી રોગીજી,
વિરક્ત થતાં દેહ ખરતોરે હાં—
ખેચીએ લોકને સ્થાને ધારે જી,
સેતુ સદા શાસ્ત્રે થાતોરે હાં.
**रसो वैस** શ્રુતિમાં તો વેદેજી,
બ્રહ્મરૂપે એ ગવાતોરે હાં.
સાધન સાધ્ય એ રાગને સાધીજી,
સાધક સુખશાંતિ પામે રે હાં;
શિવ સ્વરૂપ પોતાનું ભાળીજી,
તાપ ત્રિવિધિને વામેરે હાં.

---

ટલે અમૃતત્વ સાધે છે. તથા વિષયમતાથી રહિત જે રાગ એટલે રૂધિર તેમાં આ રાગ એટલે રક્ત રંગ રહે છે. અને તેને લીધેજ રૂધિરમાં રહેતું જીવનતત્વરૂપ અમૃત એ છે. રાગવિનાની બુરી નસો તે વિષમય કચરા જેવી છે. રાગ વિનાની સર્વ નસો થતાં પાંડુ રોગનું ભાન થાય છે. અને પ્રીતિ વિનાનું મગજ તે નિતાન્ત રહેલા વ્યાધિને સૂચવે છે. છે. લોહી સારૂં જતુ રહેતા તેમજ રાગ માત્રનો અભાવ થતાં દેહ પડે છે. તેથી રાગ અમૃત રૂપ છે.

ॐ

# કાવ્ય જ્ઞાન રશ્મિ.

## રશ્મિ. ૫.

### પ્રારંભ પ્રાર્થના.

પદ ૧.

રહી છે તા'રી ન્યારી, ન્યારી કૃતિ ભારી.
જોઇ હારી મતિ મારી, બલિહારી.
જાઉં તુજ કૃતિ પર વારી,......હું વારી; રહી છે૦
તરણાનો તું પહાડ બનાવે,
પહાડનું તરણું સૃજાવે,
ચાહ્ય રંકને રાય બનાવે,
રાયનો રંક તું કરાવે,
તુજ કૃતિનો પાર ના'વે,
શ્રી મુરારી ગિરિધારી લીલા તારી,
અજબ ન્યારી જોઇ વૃત્તિ આ હારી. રહી છે૦
સમુદ્રમાં મોતી નિપજાવે, કાળા કોયલે રત્ન છૂપાવે;
તુજ સમાન કો ન વિશ્વે થાવે, ગાતાં ગુણમન વિરમી જાવે.
આશ તારી આજે ધારી, કરો જયકારી; રહી છે૦

---



# मानस पूजन

પદ ૨ ( ઓધવ મંદિરે પધાર વાલમ વાટ, એ લય. )

માધવ પૂજન સ્વીકાર, આજે કરૂં પ્રેમ થકી;
સાચા સ્નેહ થકી, હૃદયના ભાવ થકી.
ચિંતનરૂપ ચદન માંહિ, કામનાનું કેસર નાંખી,
પ્રભુનાં કરૂં દિવ્ય ભાલ, સાચા આ સ્નેહ થકી. માધવ૦
પ્રેમરૂપ પુષ્પો આજે, સ્નેહ સુતરથી બાંધી,
(પ્રભુનાં) કંઠમાં ધરૂં આણી વહાલ; આજે સાચા સ્નેહથકી. માધવ૦
અગ્નિરૂપી સ્મરણમાંહિ, મન કેરો ધુપ નાંખી;
પ્રભુને કરૂંછુ હું હાલ; આજે સાચા સ્નેહથકી. માધવ૦
વિવેકરૂપી દીપ આજે, દઢતાની દીપિકામાં,
કરૂં રાગના ધૃતે મમ પ્રાણ, આજે સાચા સ્નેહથકી. માધવ૦
હૃદયના થાળ માંહિ, ઇચ્છા રૂપી મોદક નાંખી,
જમાડું પ્રભુને ધરી વહાલ, આજે સાચા સ્નેહથકી. માધવ૦
સર્વભાવરૂપ તાંબુલ આપી, દક્ષિણામાં એક આપું,
માથું આ ચરણે મૂકે બાળ, આજે સાચા સ્નેહથકી. માધવ૦



# प्रेमयोगी

## પદ ૩ ગજલ.

અમે તો પ્રેમના યોગી, નિરંતર ( પ્રેમનું ) ધ્યાન ધરનારા.
અમે તો પ્રેમના ભોગી, પ્રેમમાં મસ્ત થાનારા.
અમારે પ્રેમનું છે ગાન, અમારે પ્રેમનું છે પાન,
અમે તો પ્રેમમાં મસ્તાન,—થઇ, જગ આખી ફરનારા; અમે૦
અમારે પ્રેમનુંછે કામ, નથી વહાલા જરી કંઇ દામ,
અમારા મનમતિજ તમામ,—પ્રેમમાં આજે ડુબનારા; અમે૦
અમારે પ્રેમની વાતો, અમારે પ્રેમથી નાતો.[1]
જરી છૂટો નહી થાતો, અમે તો પ્રેમના કયારા; અમે૦
અમારૂં પ્રેમ છે જીવન, અમારે પ્રેમ સાચું ધન,
અમારે પ્રેમનું છે તન, પ્રેમમાં મસ્ત રહેનારા; અમે૦
અમે તો પ્રેમની ગાદી, કરી છે આદી અનાદી,
અમે તો પ્રેમની સાદી, અહોનિશ વાણી કહેનારા; અમે૦
અમારે પ્રેમની ભિક્ષા, અમારે પ્રેમની દીક્ષા.
અમારે પ્રેમની શિક્ષા, અમે તો પ્રેમે જીવનારા. અમે૦
અમારે દ્વેશ તો નથી કાંઇ, છીએ પ્રેમી અમે તો ભાઇ,
અમારી પ્રેમરૂપ સાહાઇ—રાખીને જગ વિચરનારા. અમે૦

---

૧ સબંધ.

## શ્રી ઇષ્ટ દર્શન ઉત્સુક વૃત્તિના મનોભાવ.

પદ ૪ ( સામળીયાજી કરજો મારી સાર્યરે, તમે ગરૂડે, એ લય )

અંતરમાંથી ઉંડા ઉઠે નિશ્વાસરે,
પ્રભુ શાંત સમાધિમાંથી હવે સદ્ય પધારજો રે;
છુટા પડયાને વિતી ગયા બહુ માસ રે,
પ્રભુ વિરહનો અગ્નિ હાવે કાંઇ સમાવજો રે.

હાડનો હિંચોળો રચાવું, સ્નાયુઓની દોરી બનાવું;
ત્વચાનું બીછાનું કરાવું, પ્રીતેથી પ્રભુજી પોઢાવું.
પ્રીતિથી અર્પેલું આ સ્નેહે સર્વ સ્વીકારજો રે. પ્રભુ૦

હૃદય ચીરૂં આ નાથ, આપ સ્થપાઓ તે સ્થળે,
ચક્ષુમાં પણ આપ, જ્યોતિ અજબ જગાવજો;
હરિ આવોરે, સ્થાનમાં સ્થપાઓ રે,

અનાથના નાથ આવી, ચાવી કંઇક દિવ્ય લગાવી,
અહંમમ ભેદ ભુલાવી, બૃહજ્યોતિ સહજ જગાવી.
હવે ચસે ન એવી બ્રહ્મ ખુંટી પ્રભુ મારજોરે, પ્રભુ૦

## भवसिंधुमां सुकानी थवा इष्टने प्रार्थना.

પદ ૫.

તમારે ભરોસે નાવ ખેડયું, સુકાની મારા થાજો હે દીનના દયાળ.

ભર સમુદ્રમાંહિ જવું કયાં ન દિસતું,
તમારે ભરોસે બેઠા આંહિ; સુકાની૰

મોટાં મોટાં મોજાં આવે, મનને એ ગભરાવે.
જળ વીણુ દિસતું ન કયાંહિ; સુકાની૰

ઘડીમાં એ ઉંચે જાયે, ઘડીમાં નીચે અથડાયે.
સહાય નથી કોઇ ત્યાંહિ, સુકાની૰

ભકતો કેરી સહાય કીધી. વિપત્તિએ સંભાળજ લીધી.
તેથી રમરૂ નામ ચાહિ,[1] સુકાની૰

વિપત્તિ મારી તો કયાસો,[2] વ્હારે ઝટ આપજ ધાશો.
આવી ઉગારો ગ્રહી બાંહિ;[3] સુકાની૰

---

૧ પ્રેમ રાખી. ૨ જુઓ. ૩ બાંહ્ય.



## आशा.

પદ ૬. ( મારા અંતરની અભિલાષા ભિખ્મે, એ લય. )

વિશ્વે એક પ્રબળ છે આશા, તેનાં પૂરમાં સર્વ તણાતાં.
આશા વિનાનું દીઠું ન કોઇ, (૨) તેનાં તાંતણે સર્વ વણાતાં; વિશ્વે૦
ભોગી જનનાં ઉરમાં રહેતી, ભોગની આશા સદાય,
યોગી જનના અંતરે તેમજ, મોક્ષની આશા જણાય; વિશ્વે૦
વિશ્વની વ્યક્તિમાં આ વિધિ સર્વનાં, અંતરે આશાનો વાસ.
ધન્યજ છે જેણે વિશ્વમાં જીત્યો, ખોટી આશા કેરા પાસ; વિશ્વે૦
ઉંચ્ચ આશાથી દુઃખ ન થાતું, નિચ આશાથીજ દુઃખ.
આવી મળે સંસારની મધ્યે, તેથી આશા કરો ઉંચ્ચ; વિશ્વે૦
આશાની સાથે જો શ્રદ્ધા મેળવશો, તો બહુ થાશે હિત,
માટે આશા સંગ શ્રદ્ધાને ભેળવી, સાધજો હિત અમિત; વિશ્વે૦



## પ્રભુની પ્રભુતા ભક્તજ જાણી શકે છે.

પદ ૭. ( જખમના દરદો, જખમી જાણેરે. એ લય. )

પ્રભુની પ્રભુતા તો સઉ જાણેરે, એ નાસ્તિક શું જાણે. ( ખરેખર, )
વિશ્વાસુ જન તે નાણેરે, એ અધ શું નાણે;
પ્રભુ છે સુખ આગાર સર્વ એ, ભક્ત જન તો જાણે.
વારે વારે તેથી પ્રભુ સ્મરતા, સાચા સુખને માણેરે.
એ અભક્ત શું જાણે;
પ્રભુમાં જે વિશ્વાસે રહેતા, તેનું નાવ પ્રભુ તાણે,
ભરસિંધુથી પાર ઉતારી, તરત કિનારે આણેરે.
શ્રદ્ધા હિન શું જાણે;





## મધુરી મુરલી.

### પદ ૮.

મધુરાં, મૃદુલાં, સ્વરથી વાગતી આ પ્રભુની વાંસળી,
અહા દિવ્યનાદને પ્રસરાવતી, આ પ્રભુની વાંસળી;
વાંસળીનો સ્વર સુણીને, ગોપી બધી જાગતી,
પ્રેમ રસની તરસી થઈને, માયા બધી આ ત્યાગતી [1]
જ્યાં મધુરી મુરલી વાગતી.
ત્યાં દિશા સાધી ચાલતી;
ચૌદ ભુવનને ડોલાવતી, આ પ્રભુની વાંસળી; મધુરાં૦
ધવલ રશ્મિ ચંદ્રની પ્રકટી પૂર્ણ સર્વે રહી,
કુમુદિની ચંદ્રને રજનિમાં ન્યાળીને ખીલી રહી;
ઘન સ્યામની મંજુલી મૂર્તિને ગોપીએ આજે ત્યાં લહી,
યમુના જલને સ્થભાવતી, આ પ્રભુની વાંસળી; મધુરાં૦
(સાખી) આવી સમીપે ભેટવા, પ્રભુએ કહ્યું ખસો દૂર,
દિવ્યનાદના શ્રવણને, સમજી આવો ઉર.
(ચોપાઇ) નાદ સમજતાં ગોપીને, લાગ્યું જબરૂં ધ્યાન;
આપે આજે બની રહો, એમાં એ ગુલતાન
સમય જતાં તો ગોપી સઉ, ત્યાગી નિજ અભિમાન,
દિવ્ય પ્રેમના અબ્ધિમાં, રસબસ બની ગુલતાન;
ભેદ ભાન સઉ નિવારતી, આ પ્રભુની વાંસળી મધુરાં૦

---

૧ સંસારના સંબંધીની માયા.



# प्रेम छूपी शकतो नथी.

પદ. ૯ ( ચાહે માનો કે ન માનો, હું તમારી થઇ ચૂકી. એલય).

ચાહે બોલો કે ન બોલો, પ્રેમ હૃદયનો નહિ છૂપે;
બોલો ન બોલો; પ્રેમ૦
ઉપરથી ભલે વાણી ન બોલો, ભાવ હૃદયનો લેશ ન ખોલો,
તોય પ્રેમ તો ન છૂપે. બોલો૦
વાણીથી કદી પ્રેમ છૂપાવે, નયનમાં તે સન્મુખ આવે;
કેમ કરીને તે છૂપે. બોલો૦
નયનમાં કઇ છૂપાવી રાખી,-પ્રેમ ફૂરે જન દુનિયા આખી;
કૃતિમાંહિ તોય ન છૂપે. બોલો૦
કૃતિમાંહિ કોઇ ના તે જણાવે, હૃદય ભેદ તો તર્ત જણાવે;
કોટિ ઉપાયે ન છૂપે. બોલો૦






પદ ૧૦ ( કદી નારીના નર બની આવશો. એ લય. )

કહેવું તે તો સહેલ છે. પણ કરવું મુશ્કેલ;
કહેવા કરતાં જે કરે, વિજય તેનો પહેલ.
કદી વાતોથી, સુખ નહિ આવતું.
બીજ વાવ્યાં વીણુ ફળ નહિ લાવતું.
(વાતમાં) છોને કોટિ વર્ષ જાય.(૨) આવે ન સુખ મન ભાવતું; કદી૦
વાત કર્યાથી નહિ સરે, અર્થ એક પણ ભાઇ.
માટે તેને છોડીને, કરો પ્રયત્ને સગાઇ. કદી–૦
વાત વડાં ખાધાં થકી, ટળતી કદી ન ભુખ,
પ્રયત્ન ભડકું ટાળીને,– ભુખ ઉપજાવે સુખ; ૧ કદી–૦
મિથ્યા વાતો ત્યાગીને, દ્યો અનુભવમાં ધ્યાન,
લીન થઇ સત્વર તે વિષે, અવરનું ભુલો ભાન; કદી–૦

---

૧ વાતનાં વડાં ખાવાથી ભુખ ટળતી નથી પણ પ્રયત્નથી રાંધી ભડકું પીધુ. હોય છે તો તેનાથી પણ ભુખ ટળી શકે છે.



## तत्वज्ञ द्राष्टिनो अनुभव.

પદ ૧૧ (તમને દુઃખની વાત અમારી, માધવ, એ લય.)

તમને અનુભવ વાત અમારી, મુખથી શું કહીએરે.
આ સ્થિતિ છે અમ ન્યારી, મુખથી શું કહીએરે;
અહા શ્યા, અગમ્ય અનુભવ થાય,
ઉર આ, શાંતિમાં અતિ નહાય.
કયમ કરી વૈખરીથી વર્ણાય; મુખથી શું કહીએરે;
જીવત્વભાન જે પૂર્વનું તે,સહજમાં અળપાય.
બ્રહ્મપણાનો અનુભવ મનમાં, આજ ક્ષણે તો થાય. મુખથી–૦
પરમતત્વમાં રમણ કરતી વૃત્તિ આ ન ધરાય;
દીનતા દરિદ્રતા આદિના, દુઃખો સદ્ય વિલાય, મુખથી–૦
અખંડ તત્વદ્રષ્ટિથી હાવે, સઘળે સુખ દેખાય,
કલ્પતરૂરૂપ સ્વરૂપમાંહિ, જે તે પ્રકટ ભળાય; મુખથી–૦
અમ અનુભવને કહેતાં, આ વિધિ કોટિક યુગો જાય,
તો પણ પારજ લેશ ન આવે, તેથી મન વિરમાય, મુખથી–૦

---



## हृदयसरनां प्रफुल्ल थएलां पुष्पने

पद १२

ખીલ્યાં પુષ્પ આ સમે, હૃદયનાં,
તેની મીઠી સુગંધી ગમે,
પુષ્પ જોઇ,
વૃત્તિ મોહિ,
ભાન ખોઇ,
આજે પુષ્પમાં ભ્રમે.
દયા, ધર્મ,
શાંતિ, કર્મ,
તેનો મર્મ.
ખુલ્લો મારો આ સમે;
પુષ્પ રાગે,
લગની લાગે,
જોતાં ભાગે,
ઉપાધિ મારી ક્રમે;



# परमात्मा दूर नथी.

पद १३.

तुं नित्य जोने, श्रीपति हृदय मूर्ध स्थान,
जोतां तो तुजने, थशे अवनवुं कांइ भान.
तुं जीव मटीने, थाशे तुं शिव महान; तुं नित्य०
कहीए जाणु रह्या तुंथी न प्राणु छेटा,
समजी जातुं हृदयमांहि जेथी थाशे भेटा.
हावे जातो तुं बहिरे न स्वामी जोवा;
जोइ अंतरे तारे तो हवे भेद खोवा; तुं जीव०
जेम सूर्य उपर अभ्र केरी छाया थाये.
तेथी थोडी क्षण सूर्य रूप ना देखाये,
पण सूर्य नथी एथी एम ना कहेवाये,
कां जे अभ्र जातां तर्त तेनुं रूप जणाये. तुं नित्य०
तुज अंतरमां स्वामी पोते आप रह्या,
तुज अज्ञान अभ्रथी तें ना ते कळ्या.
पण (जो) अज्ञान रूप गुरु साथे दहेशे.
तो तो जाणजे नक्की तुं तारी दृष्टि थया; तुं जीव०

## अंतरमां ज्ञाननो आर्विभाव.

પદ ૧૪. ( રમ્ય મૂર્ત્તિ નાથની, એ લય. )

દિવ્ય રશ્મિ જ્ઞાન કેરી, પ્રકટી ઉરે શી રહી.
મોહ માયાને વિદારી, પૂર્ણ પ્રકાશી રહી;
પૂર્વે હતો મૂઢ શુન્ય, ધારતા કંઇ જન અન્ય,
માને આજે વિશ્વવંદ્ય, જ્ઞાન પ્રભા મુજમાં લહી;
ચોદ બ્રહ્માંડ સ્વરૂપમાંય, દીઠા જ્ઞાને શાંતિ થાય.
વાણીથી તે ના કથાય, સુખ લહુ મનની મહિ;
સુખ રહ્યું છે જ્ઞાનમાંય, છોને વિશ્વ શોધે બાહ્ય.
મુજ અંતર જ્ઞાને ભરાય, સદ્‌ગુરૂ કૃપા થઇ;
આધિ વ્યાધિ ને ઉપાધિ, જ્ઞાને લીધી સર્વ બાંધી.
સ્વરૂપાનુસંધાન સાધી, વૃત્તિ હર્ષોતિત થઇ;

# वात केवी करवी.

पद १५.

શુભની, સુખની, વાતને, કરવી પ્રતિદિને ઘટે;
શોક ભયને આપનારી, વાતને ત્યજવી ઘટે. શુભની૦
દુઃખને, બીકની, વાતને, કરવાથી તેતો આવતું.
એવી હવે તું વાતને મુખમાં કદી ન લાવતું, શુભની૦
પ્રભુની, સાહ્યને, આપણે, મસ્તકે સર્વે ધારી છે,
ભુલીએ ભાનને આપણે દુઃખની વાતને ઉચ્ચારીછે. શુભની૦
દ્વેશની, મોહની, સ્વાર્થની, વાતને પણ સદાએ ત્યાગવી;
પ્રેમને, તત્વની, વાણીને બોલવા બુદ્ધિ પ્રભુથી માગવી. શુભની૦
જ્ઞાનને, ધ્યાનની, ભક્તિની વાત કરવાથી મન ઉંચ્ચજ થતું;
કૃતિમાં તેહને મૂકવાથી મન આ શિખરે જતું. શુભની૦



## परमात्मा एकज छे.

પદ ૧૬ ( નાથ નામ લાખ કોટિથી અધિક છે. એ લય )

પ્રભુના નામ વિશ્વમાંહિ તો અનેક છે,

કદી એ જુદા જણાય પણ એક છે; ( દ્રષ્ટિથી)

કોઇ તો પ્રભુ. હરિ, અલ્લાજ કહે છે,
પરવરદિગાર, ગોડ, આદિ કો લહે છે

જુદા જુદા નામ છે, મૂળ તો તો એક છે,

લહે છે ઉર સત્ય તે ધિમાન-તે ધિમાન; પ્રભુ૦

સુવર્ણના ઘાટ અનેક થાવે,
વીંટી, કડુ, હાર, એથી બનાવે
ઉપરથી જુદુ રૂપ જણાવે,
પણ તે આખરે એકલું સુવર્ણ છે;

તપાસી જોતાં આખરે તે એકલું સુવર્ણ છે,

( ઇષ્ટ તેમ એક છે. )

( જુદાં જુદાં નામ છે. )
( સઉ સઉના ધર્મમાં )

( પણ ) ( પ...ર...મે...શ્વ...ર ).

( એ એકજ છે. ) પ્રભુ૦

---

ॐ

# કાવ્યજ્ઞાન રશ્મિ.

## રશ્મિ. ૬




### શાર્દૂલવિક્રીડિતવૃત્ત.

સ્થાપન ધર્મ તણું કર્યું યુગયુગે અધિકારી ઉદ્ધારીઆ,
અવતારો ધરી યોગ ક્ષેમ સાધ્યું, ક્રોધાદિ સંહારીઆ,
મત્સ્યાદિ દશ રૂપથી જગતને આપે કર્યું નિર્મળ;
એવા કીર્તિ સ્વરૂપ નિત્ય કરતા બ્રહ્માંડનું મંગળ. ૧

તન મન આદિ પંચકોશ મધ્યે જીવ નામ ધારી રહ્યા;
પૃથ્વીવારિ આદિ તત્વમાં રહી શિવ સર્વ કરતા વહ્યા,
દેશ તથા વસ્તુ વહે નિયમમા ગતિ કાલની પ્રતિપળ;
કરતા શ્રીઇશ શક્તિ સાથ વરીને અર્પો મહા મંગળ. ૨

શુક્ર સમા દેદીપ્યમાન શરીરિ અંગુષ્ટ માત્ર યદા,
હૃદયોદ્યાને ઉત્પલે નિવસીઆ આનંદ પોષક સદા;
કરણુ ચતુર્દશને તમે નિજપણું અર્પી કરી ચંચલ,
સત્ ચિત્ આનંદે વીલાય સૌ એવું કરો મંગળ. ૩



## ઇષ્ટસ્તવન.

પદ. ૨.

ઇશ ! નિત્ય તૃપ્ત છો સાક્ષિ તમે;
છો નિરતીશય આનંદ તમે,
પ્રકૃતિ પતિ સર્વાત્મા આપજ.
મંગળ કાર્યોના જનક તમે;
જગના ચાલક પાલક આપજ,
ઉદ્ધારો છો સંહારી ક્રમે,
ઋષિ મુનીને સિદ્ધ મહાત્મા;
દેવોનુ લક્ષ સ્થાન આપજ,
સંસાર રોગને હરનારો.
જ્યોતિર્વારિરસ થઇ આપજ;
કરુણાલય ! શીવને કરનારા,
સૌમ પ્રભા તે પણ આપજ.
પંચ તત્વનું તત્વપણું;
જીવનનો મહોદધિ આપજ,
હુ—જીવથી અગમ્ય શું વર્ણું;
સર્વસ્વ સર્વનું છો આ આપજ.

## ઇષ્ટ લીલા.

### પદ. ૩.

હે કૃષ્ણ કાના દુર તું ખસી જા જરા;
કહી થાક્યાં સઉ સમજતો નવ ઠા,
યશોદા રોહિણી ગોળી વલોવે ઉભા.
નવનિત શોખીન કનૈયા વજવનવ માતા,
રવૈયો ને નેતરૂં ઝડપે ફરે છે હાં;
ઉતાવળો થૈ હાથ ના ઝટ ઘાલ ગોળીમાં,
હાથ મ્હોં લીપીર્યાં નવનિતે પેટપર ડાઘા.
વળી માત પાસે જઇ રોતો ખેચતો કપડાં,
માખણ તુ દે મા મને કહીને રડે આં આં આં;
કહો તેટલુ આપુ હવે રોતા રહો કહાના,
લક્ષ્મિપતિ શક્તિપતિ સૌ જેની સત્તામાં;
તે નવનિતાર્થે કરગરે પણ નેત્ર નવ ભીનાં,
ભવચક્રસમ એ દિસે ફરતુ છડડ છમ કરતાં.
તે સમીપ રહી શ્રીકૃષ્ણબાલકની કરે ચેષ્ટા,
જે જગત ચક્ર સમીપ તણા નિયામક ઇશ છે સાચા,
તે ગોળી ચક્ર સમીપ બોલે તોતળી વાચા;
ખીજવતા બહુ રીઝવતા બહુ ભક્તના ત્રાતા,
બની શાન્ત ઠેંગ ત્યજો રીઝાવો યશોદા માતા.
ઓઢી અવિદ્યા પટ રહ્યા છો મુજ બની ને " હુ "
છોડ લીલા સતાવો ના અકળાયો છું બહુ

# નીતિદર્શન.

પદ. ૪. ( આશાં દેવળ સ્થળ સ્થળ—એ લય. )

સદ્‌ગુરુઃ—

જગમાં ઉડ દૃષ્ટિ પાંખોથી પ્રિય ! શું ભાળતોરે,
યત્ન થકી અન્ય કરણુમાંથી વૃત્તિ વાળતોરે.

સાધક— ચાહ ઘરનો નોકર લાવે છે,

સદ્‌ગુરૂ—કારણુ શ્રી એને ભાવે છે,
તે શ્રી આપ સમીપ છે ત્હેને ન્યાળતોરે—

સાધક—ચીત્રકાર સુંદર છબી ચીતરે રંગેલા ત્રાંબાના પત્રે,
ધિરેથી કામ કરે બહુ સંભાળતોરે—

સદ્‌ગુરુ—એ પણુ લક્ષ્મિનો શોધક છે વિનયમાનનો એ પોષક છે
બન્ને મેળવવા સમય ઘણો ગાળતોરે—

સાધન—મુજ બાન્ધવ દાદર ઉતરે છે નિરાશ્રયીને ભોજન દેછે
શ્રી-શ્રમ ખરચે જો કે હું બહુ ખાળતોરે--

સદ્‌ગુરુ—ચલ લક્ષ્મિ છે એવું જાણી દુરુપયોગે ભયને આણી,
સંબધીને દયાથકી એ પાળતોરે,—

સાધક—ઉતારુ જનને રહેવા કાજે ધર્માશ્રમ છે સમીપમાં જે,
(ત્યાં) વિણુ સંબંધ શ્રી દેનારો શું ઉકાળતોરે,—
સદ્ગુરુ—દાન છુપા રહીને દેવામાં અન્તરની આશીષ લેવામાં,
એમાં વાસ્તવ સુખ રહ્યું છે માનતોરે.—
સાધક—ધરડો ખખમાળી આવે છે ધ્રુજતો રાયણુ બીજ વાવે છે
ઝાંખું દેખે લાલ મુખેથી ગાળતોરે.—
મિથ્યા માથાકુટ કાં કરતો આવું કરતાં વહેલો મરતો,
એ વાવે ફળ નિશ્ચય બીજો ચાખતોરે.—
સદ્ગુરુ—શત વર્ષે જે જગપાલક છે ત્હેના પૂર્જ્યો હજી બાલક છે,
નહિ જન્મેલાની સેવા એ ઉઠાવતોરે.—
અન્ય તણી વાવેલી ખાધી જમાડવાની (તેમ)વૃત્તિ વાધી૰
તેથી શ્રમને જરીએ ના ગણુકારતોરે.—
સાધક—રમ્ય સ્થાનમાં સાધક વળીઆ અન્તર શુદ્ધિ કાજે મળીઆ
પ્રત્યેક ખીલી આનંદે સઉ ખીલાવતોરે.—
સદ્ગુરુ—માનસ ને આધ્યાત્મિક સૃષ્ટિ મોહિત કર કરતા સુખવૃષ્ટિ,
સમુહ એવો ઉચ્ચ જીવન બહુ ગાળતોરે.—
એક પછી એક જોયું તેં જે ઉચ્ચ તરહનું ક્રમમાં તેતે,
સર્વે સેવક ત્હેમાં (પછી) સ્હાય તે જાતનોરે.—
શાણા અહંભાવને છોડી સતચીત્ આનંદે જીવ જોડી,
મોધો જન્મ અમર—કર ત્યાં સાચી મજારે —

---



## सद्गुणनी उत्कृष्टता.

પદ ૫ ( મદુલી મઝાની પેલે તીર—એ લય. )

ધનવાન્ મ્હોટો છું અમીર. (૨)
ચીરસ્થાઇ હું, ધનવાન મ્હોટો છું અમીર;
અન્તરની મધુરતાનાં મોતી માણેકની માળા.
પહેરૂં પહેરાવુ રહે સ્થીર—
હાર જીત શોક હર્ષની જેમાં જરીએ ન ભાસે.
હીરા હાર એવા વર્યો વિર—
શાન્તિ નીલમપોખરાજરૂપ સદ્ગુણની લેવડ દેવડ;
કરવામાં હૈયું ધરે ધિર—
બ્રહ્મને ભળાવનારી દિવ્ય મ્હારી આ અમીરી,
અન્તરનું ટાળે સહુ તિમિર—
બુદ્ધિ—શ્રીપતિ મ્હારે હ્રન્મહેલે આવી વસીઆ;
કહ્યું પ્રકૃતિ ત્હારી છે જાગીર—

# बाळक प्रगतिनुं एक साधन.

પદ ૬ ( કોઇ દુધ લ્યો દીલરગી એ લય. )

પ્રિયબાલ ! શુદ્ધ નિર્મળે,
અભય મસ્ત પ્રતિ પળે; પ્રિય૦
હસીત વદન તુજ ભાસતું, તું છે ઇશ સ્વરૂપ;
અંતર નિર્દોષી બનો, તુજ સમ મારૂં અનુપ; હાં પ્રિય૦
સાચુ મુજ કર્તવ્ય શું, શ્રેયસ્ શાથી થનાર,
નિજ કૃતિથી હે બાળ તું મુજને સૂચવનાર; હાં પ્રિય૦
વાસ્તવ મુજ સ્વરૂપ શું શો જ્ઞાતવ્ય પ્રદેશ,
બાળક થઇ જો ના શિખું (તો) તિમિર ટળેના લેશ; હાં પ્રિય૦
આધિ વ્યાધિ ઉપાધિ ને મૃત્યુ આદિ દુઃખ,
તું રૂપ થાતાં ટળી મળે સચ્ચિત ઇપ્સિત સુખ; હાં પ્રિય૦
બાહ્ય સંગતિ દોષથી તુજને ભુલ્યો ભાત,
કાગતણી ક્રિયા કરી, ભ્રષ્ટ કરી મુજ જાત; હાં પ્રિય૦
નવ જીવન પ્રિય બાળ હે કયા નિયમથી થાય,
વિશ્વે તુજ અભ્યાસથી, ઇચ્છુ એ સમજાય; હાં પ્રિય૦

---



## બ્રહ્મરતિ.

પદ ૭.

બ્રહ્મજ્ઞાન એજ મ્હને ઇષ્ટ છે,
અવશિષ્ટ બીજું કાંઇ રહ્યુ ન હવે—
શુદ્ધત્વ બુદ્ધત્વ મુક્તત્વની એજ,
વાર્તા અનુભવવી મીષ્ટ છે— હાવે બ્રહ્મ.

દ્રવ્ય માત્ર હવે લક્ષ્ય મ્હારું ન ખેંચતા
બ્રહ્મરૂપ થાતાં ન તે ક્લિષ્ટ છે. હાવે બ્રહ્મ.

પ્રાણી માત્રની ઉન્નતી સર્વદા સધાઓ
જગત બ્રહ્મરૂપ માણવામાં પ્રીત છે હાવે બ્રહ્મ.

અદૃષ્ટ સત્તા સૌ સન્માર્ગે પ્રેરતો
પૂર્વે પ્રેર્યાં એ વિદિત છે હાવે બ્રહ્મ.

---

## પ્રેમ એજ ઈશ્વર છે.

પદ ૮ ( રમ્ય મૂર્તિનાથની શી—એ લય. )

પ્રેમ શુદ્ધને પુનિત કેળવજો પ્રીતથી;
ઇષ્ટ એક એહ મને, ચિંતુ નિત્ય ચિત્તથી.
જીવન પ્રેમવીણુ ટકે ન, પ્રેમ એજ ભક્તિ છે;
પ્રેમ એજ ધર્મ ખરો, પ્રેમમાંહિ મુક્તિ છે.
પ્રેમ ત્યાં વડરિ વિલાય, પ્રેમ સ્વર્ગને રચે;
પ્રેમ રહિત હેમ હોય, ઉર વિષે ન તે રૂચે.
વખાણુવાનું જાણુવાનું વિશ્વ આખે એજ છે;
સત્ય પ્રેમ પ્રાપ્ત થતાં શમદમાદિ સે'જ છે.
સંપત્તિ માત્ર કેરૂં સુખ, પ્રેમમાં વસી રહ્યું;
ઇશ પ્રકટયા પ્રેમમાંથી વેદ શ્રુતિએ લહ્યું.

---

## अन्योक्ति.

### પદ ૯

સજ્જન આવો, સદ્ય સમીપે દૃષ્ટિને પ્રસારવા,
કૃપા પ્રભાવે જો જો અત્રે મુજમાં ગુણ છે ઘણા;
પાત્ર ગણાઉ નિજ ચીજ ભરતાં સુજનો સઉ મુજમાં,
વિધવિધ રંગો કેરાં જાતે આભુષણ મેં ધર્યાં.
ઉપયોગી હુ સાચું જોતાં મુક્તાફળ શું કરો,
અનુભવી માતા તેની હું સગૃહી જરી ના ડરો;
મુક્તાફળ તો સતત તમોને દુઃખમાં નવરાવતું,
મનુષ્ય હું ને મોતીમાંથી સુરમો સમ કહાડતું.
અભાવ શ્રીનો દુર કરવાને અશાન્ત મન થાય છે,
પ્રાપ્ત થયેથી જાશે એવા ભયથી ગભરાય છે;
તમ ઉભયનો યોગ તુટે તો શું કરુ હું મરું કરી,
હસ્ત કપાળે દૈને રોતા, ધૈર્યના ધરતા જરી.
તું તુજ પૂર્વજ પ્રતિ હો ભાઈ નિહાળ કશું જરી,
ધ્રષ્ટ ગણી છે મુજને તેણે મુક્તાફળને ત્યજી;
સુવાસિત તે રંગીન રૂડાં ચંદન ઉર ભરિયાં,
દેવ ભુદેવા દિને અર્ચી બહુ પૂર્વજ તરીયાં.

## बंधनरुप ग्रीष्म मुक्तिरुप वर्षागमन सुचवे छे.

પદ ૧૦ ગદાક્રાન્તા.

આહા ! આજે કંઇ અવનવું દિવ્ય આનંદકારી,
ભાળું હું તે વિધવિધ દિશામાં સ્મૃતિ દે તમારી;
ગ્રીષ્મ ઋતુના તમ રવિએ વિશ્વ આખું મુઝાવ્યું,
જાણે એણે ' જીવન હરવુ ' ઉરમાં એ ઠસાવ્યું.
આન્તર શાન્તિ ઉગ્રતાથી ક્રોધ આદિ બગાડે,
સદ્વૃત્તિઓ મેઘ બનીને સરળ માર્ગો સુઝાડે માર્ગે
શ્રી ઇશ કેરો નિયમ એ જે દીનને ન્યાય આપે,
શ્રી ઇશ કેરો નિયમ એ છે ક્રુરતાને ઉથાપે.
સવિતા કેરી ઉગ્રતાને મેઘનાથી દબાવી,
મુઝાતા સઉ તણી બુમ સુણી શાન્તિ ત્હેને અપાવી,
(જેથી) લીલા આદિ રમ્ય રંગો ચક્ષુને રીઝવે છે;
દેશ વિશેને વસ્તુમાંહી જીવનને સુચવે છે,
જીવન કેરી સુખદ પ્રતીતિ ને જીવનનુ વિલાવું.
વિશ્વે વહાલા ! સમજ ન પડે ઇશ ત્હેં કાં બનાવ્યું,
શા શા કુદરત કેરા નિયમો તોડતાં આમ થાતુ,
શા શા નિયમોને અનુસરતાં ઉર ઇચ્છ્યું પમાતુ,
અમમાં ઇશ તે સ્ફુરાવીને ઉર્જાતિમાં પળાવો,
જ્ઞાનાગ્નિમાં તમસ્ બળતાં જાણું અમ માર્ગ આવો.

# जीवरूपी विश्वकर्माने विज्ञप्ति.

## પદ ૧૧.

ત્હારું દિવ્ય મંદિર જોગવાઇથી તું બાંધજે હે ચતુર કડીઆ;
વિગ્રહ તડો પડે સાવધાન રહી સાંધજે હે ચતુર કડીઆ.
જરી સાકર સહ તું ચુનાનો વચનામૃત હાથ,
ફેરવી તાજું રાખજે વાસ્તવ થઇ ત્હેનો નાથ;
ઉત્તમ પ્રતિતનું કરવા નિશદિન તું આરાધજે હે ચતુર કડીઆ.
આશા ભરી ઉપજાવ્યું છે સાચવ પડી ન જાય,
ઉર ગ્રન્થી—પાયા થકી તુટે ઉભું ન થાય;
સબળ શક્તિ તણી સાથ સહ વેગે વાધજે હે ચતુર કડીઆ.
હરિ કડીઆ આગળ થશે ઉર અભિમાન વિલાય,
સર્વ મરામત ટાળશે સ્થિર જેનો મહિમાય;
સત્કાર્ય માત્ર સરળ થાશે બુદ્ધિ જેની અગાધ છે હે ચતુર કડીઆ.

* * * * * *

## उत्साहने त्यजता नहि.

પદ ૧૨ લલિત.

શશિ પ્રકાશતો ગગન મધ્યમાં ગતિ કરે રુડા વેગને ધરી,
ગૃહણુ ભયથી શું ન્હાસતો હશે ! રવિની સાથ કૈં હોડ છે બકી
પ્રતિદિન ખરે! હાર પામતો તદપિ દોડતો હામ ધારીને,
અજય દેખીને એક એ સમે આશ મુક્તા વિજયની જનો.
[1]હરિ સમો તમે વેગ ધારીને હરિ ધરી ઉરે જરી ન હારજો,
સુર્ય શશિતણું ઐક્ય પ્રેમમાં કરી જીવનકળા તે વધારજો.

---

૧ સિંહ.

## सुखार्थे कर्तव्य.

પદ. ૧૩

પ્રશ્ન—સુખ કાજે શું કરું ?
સુખ કાજે કૈ ભણતા જન કૈં પરવરતા વ્યાપારે.
ધન પ્રાપ્તિથી સુખ છે માની ત્યાં વલખાં કો મારે
સુખ કાજે શું કરું ?

સ્ત્રિમાં સુખ છે સુતમાં સુખ છે એવું પણ કહેવાતું
કોઇક મનુષ્યોથી સ્ત્રી સુત ધન-માં દુઃખને લહેવાતું
સુખ કાજે શું કરૂં ?
સુખ દુઃખ એતો મનના ભામા સૌમાં નજરે પડશે
ગુલાબ વાસે ખુશ થાશે કો કંટક સ્પર્શે રડશે.
સુખ કાજે શુ કરૂં ?

ઉત્તર—સુખ કાજે આ કરૂ.
સૌમાં સારૂં સારૂં માની સુખ પ્રાપ્ત કરૂં હાવે.
કાળુ અશુભ કહે તો કહુ, શ્રી કૃષ્ણ મને બહુ ભાવે
આ કરૂં તે નથી આકરૂં.
ઉદધિ તણું જળ પીએ ન કો એ ખારૂં કહે કો સારૂં
ઉદધિ શ્રી દાતા થાતો તેથી તે પર હું વારૂં.
એવુ હુ ઉર ધરૂં.
નરક ખાણુ સ્ત્રી કહેવાતી શું ના કહેશો તે ભાઇ ?
ચુડાલા ગઇ મુક્તિ સદનમાં નિજપતિ સહ કર સ્હાઇ
મસ્ત સુખી એજ સ્મરૂ.
જન્મ દીધો પ્રભુ શુ અવલંબી તે કંઇ ઉરે ઉતારો,
માનસ સરવરના હંસા આનંદ મોતી ને ચારો.
કર્તવ્ય થવુ પુરૂ.

# મ્હાત્માનું દર્શન.

## પદ. ૧૪

મુખ ગગને શુભ સ્મિત ચંદ્ર રહે,
ઉત્સાહ કિરણુ જેમાંથી વહે;
કાર્ય માત્રની તત્પરતા.
નીતિ સરણીથી ઉર્ધ્વ જતા,
પ્રિય ! સ્નેહ દાન સૌને આપ્યું;
આવીને સ્થિર ઉરમાં સ્થાપ્યું,
ઉદધિ જલ સમ કદિ જે ન ખૂટે;
અધિક થતું જેમ અધિક લુંટે,
સ્નેહ પુર સમ ગતિ વધતું
સૌને નિજ માનીને નમતું,
સરતી સરિતા જેમ ના ઠરતી.
તેમ ઉર મૈત્રી વધતીજ જતી,
સમીપે ષડરિ પણુ ત્રાસે છે;
સમીપે બહુ ચીત્ત વિકાસે છે,
જીવ ભાન ત્યાં ન્હાસે છે;
સૌ બ્રહ્મ સ્વરૂપ વિલાસે છે.

## મુમુક્ષાવૃત્તિની સખી કર્તવ્યનિષ્ઠાપતિ ઉક્તિ.

પદ. ૧૫.

ચંદ દીપ ઝગમગે આવો સખી મ્હારી,
આનંદ વહે ઉરમાં આવો સખી મ્હારી,
આલ્હાદક શીતલ સમીર આવો સખી મ્હારી.
જયોદધિ તટ છે ગંભિર આવો સખી મ્હારી,
ઉન્નતિના ગીત ગાશું આવો સખી મ્હારી,
કર્તવ્ય નિષ્ટ આજ થાશુ આવો સખી મ્હારી
શ્રી ઇષ્ટના પ્રસાદ આ આવો સખી મ્હારી;
સર્વને પ્રસન્ન કરતા ઉર લ્યો વિચારી,
કર્ત્રીમ આવુ ના મળે આવો સખી મ્હારી.
જાગી લાભ લેશું સાથ આવો સખી મ્હારી,
ભવ ભ્રમણુ થાક ટળે આવો સખી મ્હારી;
બ્રહ્મપતિ ભેટી મળે આવો સખી મ્હારી,
પતિ પ્રેમ સભારીશુ આવો સખી મ્હારી.
(આ,) વપુ (એ) સિન્ધુમાં ઓગાળીશું આવો સખી મ્હારી.

---

ॐ

# કાવ્યજ્ઞાન રશ્મિ.

## રશ્મિ. ૭



### વિજ્ઞપ્તિ.

પદ ૧ ( મન પરદેશી છાંડ ચલે એ લય. )

હે, કર અમ રહાજો નાથ નૃહરિ.
કર્ત્તા, હર્તા, ભર્તા, વિશ્વે આપજ એક અમારાજી,
સહાય થજો ક્ષણ ક્ષણ કરુણાબ્ધિ, સ્વીય ગણી પ્રભુ પ્યારા.-
સહાય કરીછે પૂર્વેને વળી, હાલ કરોછો અતિશયજી,
તેજ પ્રમાણે કરશો અંત પર, ઉર જરીએ નવ સંશય,—
અંતર્યામી આપ અમારા, નચવો તેમ અમ નાચુંજી,
યશ અપયશ સઉ આપ પ્રભુને, માત્ર અમે તો રાચું,—
આપ પ્રભુની કરુણાથી થઇ નિર્ભય વિશ્વે ફરીએજી,
યથા સમય જે કાર્ય સ્ફુરાવો, નિર્ભ્રાંત થઇ તે કરીએ;—
જાણોછો પ્રભુ ? ભૂત ભાવિ સઉ, પછી અધિક શું કહીએજી,
ધર્મધ્વજા પ્રભુ ઉડાવો દશદિશ, ઇચ્છી એ મોન ગ્રહીએ;—

## शरणे राखी निर्भयता अर्पवा श्री इष्टप्रति प्रार्थना.

પદ ૨ ( તમારે આશરે હું આવી. એ લય. )

એક આશરો છે તમારો, પ્રભુ ત્યજી અમને ના દેશો.
ગ્રહી તાત ? હાથ અમારો, સંભાળ હરઘડી લેશો;
દોષો અગણિત છે પ્રભુ અમમાં પણ તે પ્રતિ નવ ન્યાળો,
આશ્રિત જાણી, કરુણા આણી,
બાળક ગણી કર ગ્રહેશો, નિજ લહેશો; પ્રભુ૦
અન્ય જનોની કરી ઉપેક્ષા, આપ શરણમાં રહીએ,
ત્રાતા થઇ જવ આપ ન રક્ષો,
ક્યાં જઇએ તે કહેશો, મૂક ન રહેશો; પ્રભુ૦
સબળાશ્રય લહી આપ પ્રભુનો, નિર્ભય નિત્ય વિચરીએ,
અભયવચન પ્રભુ દેતા અમને,
ચિંતા સકલ ઝટ દહેશો, ભવ કલેશો; પ્રભુ૦

---

## कृतज्ञ हृदय करवा श्री इष्टप्रति प्रार्थना.

પદ ૩ ( જય જય જગપતિ જય મહામાયા. એ લય. )

અનુગ્રહ દ્રષ્ટિ ગુરૂવર ? કરશો.
કૃતજ્ઞતા આ ઉર ભરશો.
આપના અમપર થાય હજારો,
વળી ન થશે એવા ઉપકારો.
અજ્ઞાન તેનું સહરશો;—
વિપરીત દ્રષ્ટિ પ્રભુ છે અમારી,
હિતકર કૃતિ જોઇએ ન તમારી,
એક દોષ દયાનિધિ ? હરશો;—
ક્ષણુ ક્ષણુ પ્રભુ અમને આપ સ્મરતા,
ધરી વત્સલતા હિત અમ કરતા,
વાત્સલ્ય એ ન વિસરશો;—
કૃતઘ્ની પણુ અમે તમને ન સ્મરીએ,
ભૂલી ઉપકારો દોષને ધરીએ,
(એ) દુષ્ટતા ચિત્ત ન ધરશો;—
સ્મરીએ પ્રભુ ઉપકાર તમારા,
થાય કૃતજ્ઞ આ હૃદય અમારાં,
વર એ અધિક એ વરશો;—

## आत्मस्वरुपनुं सर्व समयमां स्मरण जाग्रत् राखवा सुबोध.

પદ ४ ( न रीसाईए सखी रसीयाथी, ए लय. )

ન વિસારીએ બધુ ? સ્વરૂપ, ક્ષણ ન પણ કદી વિસારીએ,
વિવિધ વ્યાધિ આવે ભલે પણ, ભૂલીએ ના નિજ ભાન;
નીરોગ સ્થિતિ વિષે પણ રહીએ, આત્માથી થઇ એક તાન,–
વિપત્તિ સંપત્તિ સર્વ સમયમાં, સ્વરૂપથી સાધી લક્ષ્ય,
અનુકૂલ પ્રતિકૂલ સમયમાં, સમસ્થિતિ, રાખીને રહીએ સુદક્ષ,–
ખોટ આવ્યે નિજ સ્વરુપને સ્મરીને, રહીએ ક્લેશ રહિત,
લાભ જણાતાં હર્ષ ઘેલા નવ, થઇએ સ્મરી આત્મવિત,—
આત્માથી શ્રેષ્ઠ ન વિશ્વમાં કોઇ, ધરી નિશ્ચય એ ભાત,
લોભાઇએ ના ક્ષુદ્ર વસ્તુમાંહી કદી, રહીએ પ્રામવ્ય પાત્ર,–
જળ ભરી યુવતી જાતાં રાખે, નિજ શિર સ્થિત ઘટે ચિત્ત,
લક્ષણા વૃત્તિ સ્વરૂપમાં રાખી, વ્યવહાર સેવીએ નિત્ય;—
આત્મ સ્વરૂપને સતત સ્મરતાં, ભય શોક સહજ વિલાય,
અલિપ્ત અંતર બહિર રહેતાં, અદ્ભુત તૃપ્તિ લહાય,—
સ્મરતાં આત્મ સ્વરૂપને અંતે, થઇ રહીએ તદ્રુપ,
જેથી પર કોઇ લાભ ન વિશ્વે, ગણાઇ સ્થિતિ જે અનુપ;–

## શ્રી સદ્ગુરુ કૃપાપાત્ર સાધકના ઉદ્ગાર.

પદ ૫ (મુજને માર ના સમશેર વહાલા વીર તું, એ લય.)

અહો ! ગુરૂરાય તવકરુણાય, મુજ પર છે અતિ;
મુજથી માપી જે નવ જાય, થતી કુંઠિત મતિ.

કર્યાવીણુ યત્ન સર્વ પમાય,
ઇચ્છા વર મળે ક્ષણુ માંય.—
નવવિરોધી કોઇ જણાય,
અનુકૂળ જગત્ માત્ર લહાય—
જલની કરૂ કદી ઇચ્છાય,
ત્યાં દુધ આવ્યું સમીપ ભળાય—
જે નવ સ્ફુરતુ કદી મતિમાંય,
કંઇ કંઇ આવી પ્રાપ્ત તે થાય;—
ક્રમથી પ્રગતિ મુજ નવ થાય,
કંઈ ભૂમિકાઓ સદ્ય ચઢાય;—
મુજમાં યોગ્યતા ન જરાય,
કૃતિ આ આપનીજ ગણુાય—
શા શા ગુણુ શિશુ આ ગાય,
લાગે લળી લળી તવ પાય;—
અદ્ભુત તવ ઉપેન્દ્ર કૃપાય,
મળતાં અર્થ સર્વ સધાય;—

---




( પદ ૬ ગોકળીયે લઈ ચાલો, ઓધવરાજ અમને, એ લય. )

તે સ્થિતિમાં લઇ જાઓ, સદ્ગુરૂ રાય આજે.
જે સ્થતિમાં નિત્ય આપ વિરાજો, દર્શન તેનાં કરાવો;
સદ્વસ્તુ જ્યાં સદ્રુપ ભાસે, તેપદ મુજને ચઢાવો,
આપને મન જ યોગ્ય જણાતું, યોગ્ય તે મુજને જણાવો.
આપની દ્રષ્ટિ તે મારી દ્રષ્ટિ–કરી ભેદ પ્રભુ આ વિલાવો;
વિપરીત આજ મને સહુ ભાસે, ભ્રાંતિ એ મારી ભૂલાવો,
જે સમયે જે યોગ્ય તે કરતા. એ મુજ મતિમાં દઢાવો.
જે દ્રષ્ટિથી (આપ) દ્રવ્ય નિહાળો, દ્રષ્ટિ (તે) હુમાં પ્રકટાવો;
કર્તા છતાં જ્યાં અકર્તા રહીને, (આપ) કરતા કાર્ય ત્યાં લાવો,
સ્વાર્થની છાયા ન જે સ્થિતિમાં છે, તે સ્થિતિ મુજને ભળાવો.
જેનું વર્ણન કરી ન શકું હું તત્પદનો દો લહાવો;
બાહ્ય કૃતિથી જે સ્પષ્ટ ન થાતુ. તે તવપદમાં સમાવો,
ઉપેન્દ્ર તવપદ અકળ ગણાતુ, અનુગ્રહ કરી તે કળાવો.

---



## श्री इष्टने ध्यान काळे प्रकट थवा प्रार्थना.

પદ ૭ ( અમને પાવન કરવાને, એ લય. )

અમને નિજ રૂપ કરવાને,
અભિન્નતા સંહરવાને.
જનિમૃતિથી ઉદ્ધરવાને; હૃદયે જાગજો.
ધરીએ સ્થિરતાથી ધ્યાન, હૃદયે જાગજો.
ભૂલીએ જીવપદ ભાન. હૃદયે જાગજો.
જીવપદના નાનાવિધ દુ:ખોથી દૂર ધરવાને,
શિવપદના સર્વોતમ અનુભવથી ઉર ભરવાને.
જનિમૃતિથી ઉદ્ધરવાને; હૃદયે જાગજો.
જે સ્થિતિ મુખથી વર્ણી ન જાતી, તેમાં ઠરવાને,
આપ સ્વરૂપ થઇને, આ દેહે મુક્ત વિચરવાને.
જનિમૃતિથી ઉદ્ધરવાને; હૃદયે જાગજો.

## एक सद्गुरु अनुग्रह मळतां सर्वमळे छे.

પદ ૮ (બેની વસુધરા તપતી છે આજ, જપતી, એ લય.)

થયાં ભાગ્ય ઉદય છે મારાં આજ, હર્ષ ન હૃદય શમાતો,
ગયાં દુઃખ સકલ અળપાઇ આજ, સુખસિંધુ રેલાતો.
ગ્રહમાત્ર અનુકૂલ આજે, મુજને સુખ દેવા કાજે
મુજશિરપર વ્યોમે રાજે; આજ૦
લૌકિક સત્તાઓ સર્વે, મુજ સમીપે રહે અગર્વે,
સુખ સાધે મુજ પ્રતિ પર્વે; આજ૦
પિતા માતા પતિ સહુ, સંબંધી જન અનુકૂલ બહુ,
મુજ ભાગ્ય સ્તુતિ હું શી કહું; આજ૦
જોઉં અનુકૂલ તનુ સહુ રીતે, પ્રતિકૂલતા લેશ ન ચિત્તે;
કેવલ સુખમાં દિન વીતે; આજ૦
અનુકૂળ આત્મા હું ભાળું, પરમાત્મા પણ તેમ ન્યાળું,
કોઇ અકથ્ય સુખમાં મ્હાલું; આજ૦
આ સર્વનું કારણ એ છે, ગુરૂ અનુગ્રહ મુજ પર રહે છે,
જે મળતાં સર્વ મળે છે. આજ૦






પદ ૯ ( ક્યાં કહું દુઃખ ઇષ્ટ વિરહનું, એ લય )

ક્યાં જવું ને શું કરવું હાવે સ્વલ્પ ન કંઇ સમજાય છે,
અંતર અતિ અમુઝાય છે, વાણીથી જે ન કથાય છે.—
એક ગયાથી સર્વ ગયું મારૂં શૂન્ય જગત આ લહાય છે;
શાંતિ ન ક્યાંહિ જણાય છે, વિરહ ન હુંથી સહાય છે,—
પ્રિયતમ આજે ન એમ બને કેમ, શંકા પ્રતિક્ષણ થાય છે.
ભણકારા આ સંભળાય છે, કોઇ રીતે ન ભુલાય છે—
માનું ગયા જ્યારે નિશ્ચય આલી, ત્યારે ન હુંથી રહેવાય છે;
અફાટ હુંથી રડાય છે, ધૈર્ય સકલ છૂટી જાય છે,—
દેહ નિર્વાહની ક્રિયાઓ આ સહુ, દુઃખદ ઉર લહાય છે.
પ્રિય એક મરણ ગણાય છે, જીવન શુષ્ક દેખાય છે;—
અણુ અણુ આજે મુજ શરીરનું, વિરહ તાપે તવાય છે,
જાણું ન કેમ જીવાય છે, ધિક ન પ્રાણ પળાય છે;—
પ્રિયતમ મુજ તે કોઇ રીતે નવ, હુંથી જરી વિસરાય છે,
વૃત્તિ આ અહિં તહિં ધાય છે, 'પ્રિયતમ પ્રિયતમ' ગાય છે—

---

## श्री गुरुकृपा वडे अजरामर थवा साधको प्रति हित वचन.

### પદ ૧૦.

ગુરૂબધુ ? મારા થઇ સ્થિર વાત વિચારો,
અહો શીદ મૃત્યુનો મારો;—
વિધવિધ વૃક્ષને વ્યાધિ ન આવે, શાથી તે બાત ? ધારો,
ઉત્તમ તમ જેવા શાને સહોછો વિધવિધ વ્યાધિ હજારો;-
સૃષ્ટિ નવિન પ્રતિ વસંતે થાતી, દ્રષ્ટિ કાં ન પ્રસારો,
સૃષ્ટિનું ઉત્તમ કાર્ય તમે થઈ, મૃત્યુનો થાતા કર્યાં ચારો;-
અજર અમર તમ શરીરમાં રહેછે, આત્મા જુઓને તમારો,
સબધ અજરામરનો પામી, મૃત્યુને કાં ન વિદારો,—
ગૃહ ધન સઘળું કામ ન આવે, મરણનો આવે જ્યારે વારો,
અત સમય મૂકી જાવુ પડે સઉ, શીદ ગુ દોછો આ ગારો,-
યમુનામાં કાળી નાગ વસેછે, આવવા દે જે ન: આરો,
કાળીનાગ નાથી તે જનમ મરણનો, વીર? કરી દેવો ઉધારો;-
જે રસ પીને કઇએ સમાવી દીધો, જનિમૃતિ: ફેરો તપારો,
અમરવેલી નિજ તનુમાં તે શોધી, અણુ અણુ શાંતિથી ઠારો;-
ગંગા યમુના વહેછે અતર, સયોગ બેઉનો સારો,
સયોગ થાતાં કાર્ય સરે સઉ, કરી તે લણો સુખ ક્યારો,—
ઉપેન્દ્ર ગુરૂ કરુણાથી ભેદ આ બંધુ ? મતિમાં ઉતારો,
દુ:ખ દારિદ્ર સઉ દહીને સત્વર, તરી પોતે અન્યને તારો;—

## ધ્યેયનું ભાન કરનાર ભક્તિ નિરત વૃત્તિના ઉદ્ગાર.

પદ ૧૧ ( હું ઘટ ઘટ ભાળું સંભારૂ ઘનસ્યામ. એ લય. )
હું ભાળું ભરી નેત્રો રઢીયાળો મારો રામ,
સર્વસ્વ મારૂ રામ છે મારો, જપું તેને હું આઠે જામ;
મનહર સુંદર રામછે મારૂં, ઠરવાનુ એક ઠામ,
શાંતિ અલૌકિક જોઇને પામું, વામું પરિતાપ તમામ.
જેથી મળે સઉ રૂડુ એવું, ગમતું વહાલાનું મને નામ,
જાઉં વારી વારી મારા વહાલાને, અર્પી આ તન મન દામ;
નિશ્ચિત નિર્ભય ખેલું હું વિશ્વે, સ્મરતો સતત ઘનશ્યામ,
ચિંતા મારી સઉ મારા પ્રભુને, સારે સકલ મમ કામ.
નરહરિ રામને ગાતા ધ્યાતાં, વિશ્વે વિચરૂ આપ્તકામ.

## યોગ્યતા મેળવ્યા વિના સાધક થઇ શકાતું નથી.

પદ ૧૨ ( પ્રિયા કહું કે દીલદાર કહું કે, એ લય. )
સાધક કહું કે સજ્જન કહું કે હું તે તમને શું કહું,
સાધક કહું તો, સાધન શાશાં, સાધ્યાં કંઇ તે ના લહું.

સાધન સાધ્યા વીણુ હું તમને, સાધક શી રીતે કહું—
સ્મરણુ કીર્તન ભક્તિમાંથી ભક્તિ કઇ સાધી કહો;
સાધી કો ના ભક્તિ જો તો, સાધક સગ્ના કાં ગ્રહો—
આસન પ્રાણાયામમાં, સિદ્ધ કર્યું શું તે જુઓ,
અંગ યોગનું એક ન સાધ્યું, સિદ્ધ થઇ શી રીતે સુઓ.—
શ્રવણુ મનન નિદિધ્યાસને, વૃદ્ધિ જુઓ કેટલી કરી,
વિચારો થઇ સ્થિર વીરા, નિજ અંતરમાં ઉતરી;—
આમાનું કંઇ સાધ્યુ જો નથી, સાધક કહાવો શી રીતે,
મિથ્યા સાધક કહાવ્યે કહોને, ઠરશો શી રીતે હિતે;—
કટુ વચન કોઇ અલ્પ કહેતો, ક્રોધ કરો ઉરે અતિ,
શાંતિ લેશ ન રાખી શકતા, આ શી સુઝ? કહો મતિ;—
દ્વેશ, ઇર્ષ્યા, અસૂયા આદિ, રાખી અંતરમાં રહો,
સજ્જન કેવી રીતે કહીએ, વિવેકી બંધુ લહો;—
દયા ક્ષમાઃને આર્જવઆદિ, આપણે જો નવ રાખીએ,
સાધકને બીજામાં અતર, કેવી રીતે દાખીએ;—
દોષ દર્શન અર્થ નથી આ, વચનો, પણુ પાછા વળી,
સાધક થઇ શું સાધ્યું જુઓ, વીરાહિત પંથે પળી;—
સાધારણુ પણુ સદ્‌ગુણો, ધારણુ કીધા જો નથી,
દૈવી સદ્‌ગુણુ પ્રકટે ક્યાંથી, વિચારો વીર! મનથી;
શ્રદ્ધા ભક્તિ ગુરૂમાં રાખી, ગુરૂ વચને નિત્ય ચાલીએ,
સાચા સાધક થઇને વીરા, ઉચા સુખે મહાલીએ.—

---

## ઇષ્ટશ્રીને સર્વત્ર જોવા હિત વચન.

પદ ૧૩ ( કાયા કાહે રોઇ ત્યજ દીનો પ્રાણુ એ, ચાલ. )
કોઇ ઘટ ઘટ ભાળો નરહરિ નાથ
સભર દશે દિશા નાથ રહ્યા છે, પ્રિતવડે કોઇ પરખો,
હું તું તે આ ભેદ વિલાતાં, પ્રભુ જોઇ અંતરમાંહિ હરખો;—
પ્રભુથી પ્રભુનું કાર્યે જગત આ ભિન્ન કદી નવ જાણો.
પ્રભુમય પણ પ્રભુ કાર્ય લહીને, પ્રિય પ્રભુને વીર જ્યાં ત્યાં માણો.—
ખનિજ વનસ્પતિ પશુ પક્ષીને જગત હરિમય સઘળું.
જગજન્મયીપણુ દ્રષ્ટિરાખી જગજન અજ્ઞાને જોતા અવળું,—
ઘટઘટમાં પ્રભુ વ્યાપક રહીને, લીલા વિધ વિધ કરતા,
પ્રભુને જોનારા એ પ્રભુને, નિરખી ઘટઘટ હર્ષાશ્રુ ભરતા,—
રાગ દ્વેશ ઇર્ષ્યાદિ ભાવો કંઇક જનો ઉર રાખે,
કલુષિત હ્રદયે નિર્મળ પ્રભુને કહો કેમ કરીએ કલ્પે ઝાંખે;—
સમ સર્વત્ર પ્રભુને જોવા, સમદ્રષ્ટિને ધારી;
વિશુદ્ધ પ્રેમ ઉરે પ્રકટાવી, કરવું પ્રથમ હ્રદય અવિકારી;—
ધ્યાતા બનીને નાથ નૃહરિને, નિશદિન સઘળે ભાળો;
નરહરિ જોતા નરહરિમય આ, વિશ્વે સુખમય સતત હાલો,—

---

## आर्योंने उर्द्धस्थापवा श्री इष्ट प्रति अभ्यर्थना.

પદ ૧૪ ( સચ્ચિત્ત ઘન શાંતિ સદન નાથ એ ઢબ, )

સર્વેશ્વર નરહરિ પ્રભુ સહાય આપજો,
દઇ અભિષ્ટ ઇષ્ટ સઉ અનિષ્ટ કાપજો;
હસ્ત વર્ષ પૂર્વ ઋષિ મુનિ જીવતા.
અનેક વ્યાધિથી ન તે દુઃખી થતા હતા.
આજ આર્ય આ અકાલ પણ મરીજતા,
આધિ, વ્યાધિ, બાધિ,
વિષયરતિ કરીને ક્ષનિ, જન્મ મૃતિ આ.ઉથાપજો. સર્વે૦
સારી રીતે સર્વ શાસ્ત્ર આર્ય જાણતા
શ્રુતિ સ્મૃતિ વેદના સઉ મર્મ નાણતા,
અર્થ ઉધા આજ તેનાં મૂઢ તાણતા
કર્તા ? ભર્તા ? હર્તા ?
ભ્રષ્ટ થતી અધઃજતી, આર્ય મતિ સધ માપજો; સર્વે૦
પાપ રહિત હૃદય ચાર વર્ણના હતા,
દુષ્ટ કર્મથી ન મલિન મન કદી થતાં;
જ્ઞાનવડે પત્ની પતિ ઉભય શોભતાં,
પાપો, તાપો, કાપો.

સ્વજનગણી દોષ હણી, સુગુણ તણી છાપ છાપજો સર્વે૦
રીદ્ધિ સિદ્ધિ પૂર્ણ આર્ય દેશમાં હતી,
કોઇ વાતની વ્યથા ન દીસતી રતી,
આજ ઉદર અર્થ કષ્ટ પ્રભુ પડે અતિ,
ઋદ્ધિ સિદ્ધિ વૃદ્ધિ,
અધિક કરી, દૈન્ય હરી, શુભઅમ સ્મરી, વ્હાલ દાખજો; સર્વે૦
આધ્યાત્મિક બલ અપૂર્વ આર્યનુ લહી,
દેવોએ એક વખત દીનતા ગ્રહી,
નામને નિશાની તેની નથી હવે રહી;
ભક્તિ, રક્તિ, શક્તિ,
તવ પદે દઇ, અનુકૂલ થઇ, કર અમ સહી ઉર્ધ્વ સ્થાપજો, સર્વે૦

---



## श्री इष्टप्रति अंतिम अभ्यर्थना.

### પદ ૧૫

કરજોડી પ્રભુ આજે હું માગુ, લળી લળી પાયે આપને લાગુ,
તન બળ ઉત્તમ સર્વને દેજો, વ્યાધિ માત્ર હરિ પ્રભુ લેજો,
માનસબળ પણુ સર્વને આપી, રહેજો મન નિર્બળતા કાપી,
ધન ઐશ્વર્યની છોળો જ્યાં ત્યા, વહેજો સઘળે ન દૈન્ય રહે ક્યાં.
આધ્યાત્મિક બળ પણ પ્રભુ આપો, ઉન્નત સ્થિતિમાં સર્વને સ્થાપો,
દુઃખ દારિદ્ર ન રહે પ્રભુ ક્યાંહિ, રહે સુખશાંતિ સઘળે છાઇ,
ભક્તિ આપની ઘર ઘર વ્યાપો, આપ શરણુ ગ્રહી દુઃખ સઉ કાપો,
નિર્ભય થઇ સઉ ભયને ત્યાગો, સ્વરૂપાનંદ વિષે જન જાગો
આપનો અંશ મનુષ્ય ગણાયે, કરજો એવુ ન દુખે પીલાયે,
જરા મરણુથી જન દુઃખી દીસે, હરજો તે, જેથી ઠરે સુખ વિષે,
ભાન સ્વરૂપનુ છે સઉ ભુલ્યા, તેથી અજ્ઞાનમાંહિ છે ડુલ્યા;
સ્વરૂપની ઝાંખીનાથ! કરાવો, નેત્રો દઇ અંધત્વ હરાવો,
નિર્બળજન પ્રભુ દીસે સર્વે, વહેતા વળી તોપણુ વ્યર્થ ગર્વે.
પ્રયત્નમાં પ્રભુ સર્વને જોડો, પ્રમાદ આલસ્ય માત્રને મોડો,
ઇચ્છે તે સિદ્ધ કરી જનરાજે, સાચા પ્રયત્ન ધ્વનિથી ગાજે;
પરતંત્રતા આજ સર્વ પ્રજાળો, બાળક ગણીને નાથ સંભાળો,
ત્રિવિધ તાપ પ્રજાના કાપી, રહેજો સદા સ્વરૂપે સ્થાપી.

---

॥ ॐ ॥

# કાવ્ય જ્ઞાન રશ્મિ.

## રશ્મિ. ૮




પદ ૧ ( ઘરની શોભા છે ઘરવાળી, એ લય. )

ગુરૂવર અમૃત દષ્ટિ પ્રસારો,
દાખવી ઐશ્વર્ય આપનુ ઠારો;—
શાર્ષે વિરાજે શ્રી પતિ તોયે, સઘન થવા નવ વારો.
આવ્યો અમારે નાથ નિહાળો, વીતિ ગયો જન્મારો;—
શાંતિ નિકેતન સ્વામી મળ્યા પણ, ટળ્યો ન ઉરનો તપારો
ઉરની વ્યથા એ કોને કહીએ, તમવીણુ કાં ન વિચારો,—
દ્રષ્ટિમાત્રથી દુરિતજનોના, સમર્થ આપ નિવારો.
શુશુશારથી કા ન ઉતારો, દુરિતતણો પ્રભુ ભારો;
અદ્ભુત જ્ઞાનના આપ ગૃહે, ભર્યા, અતિ મોટા ભંડારો,
કણુ દેતાં પણુ તેમાંથી પ્રભુ. ઉર શું બીતિ ધારો,—
પ્રલય સમય આ સૃષ્ટિ સકલને, ક્ષણુમાં વિભુ સંહારો.
જે મરવાથી જગ આ મરતું, તે મન કાં નવ મારો;—
ભસ્માસુરને ભૂમી વિષે છે આપે પૂર્વે ભાર્યો.

તનમન વિત્તને અરપ કરે જે, કલેશ તે શું ના હારો;-
કહે ચિંતામણી આપને ચિંતે, તેના અર્થો સારો.
માગ્યા ભોજન પણ નવ, આપો કાંકરો ખારો;-
નરહરિ ગુરૂવર શોભે ન તમને, કરીએ શું ઝાઝો લવારો.
કોડ પૂરવા નિજ શિશુઓના, વરદ કર પ્રસ્તારો.—

## हृदयोद्यानतुं मनोहारित्व.

પદ ૨ ( ચિતિ ચદ્રની આ છાંય, એ લય. )

હ્રદય ઉદ્યાન જણાય અહા ! શુ સુખદ મનોહર, હ્રદય ઉદ્યાન જણાય
કમનીય કમલ આ દીસે ખીલેલુ, જોતાં ન નેત્રો ધરાય.
સુ શાંતિ પમાય સુગધ લહાય, વરાગે મોહે મધુકર;-
સુગુણવેલી આ ફુલી રહી છે, પુષ્પે લચીલચી જાય,
સુગંધ પ્રસરાય, વાયુ આ વાય, શીતલને વળી સુખકર;-
તરૂવરપર શોભે શા રૂડા, પક્ષીના સમુદાય;
મધુકર કંઠે ગાય, નાદ શુણાય, લાગે જે અતિ ચિત્તહર.-
ન ગ્રીષ્મ સમય પણુ તાપ જણાયે, અતિ સુખશાંતિ પમાય,
પ્રસ્વેદ ન થાય, તનુપર જરાય, લાગે સકલ એ શ્રમહર;-
રમણીય માર્ગો આ શા દીસે, રહી જ્યાં તરૂવર છાંય,
ન કંટક ભોકાય સુગમ દેખાય, પ્રવાસીને નહિ દુઃખકર;-
તૃપ્તિ ન થાયે તો પછી છોડી, જાવા વૃત્તિ આ ચહાય;
કેમ એ મનાય, વસે જેની માંહ્ય, સુખામ્બુનિધિ પ્રભુ શશિધર;-



## अविद्याद्वान्तथी क्रांत हृदयमां चिद्रवि प्रकटाववा इष्टश्रीने विज्ञप्ति.

પદ ૩ ( કુમકુમ પાય ધારીરે, એ લય. )

અભ્રે છાયું નભ આરે, પ્રકટશો ચિદ્રવિ ક્યારે;
તિમિર આ વ્યાપ્યું જોઇ ભારે, વૃત્તિ વિહ્વલતા ધારે.
આમ મુખ શું અમથી નાથ છુપાવો,
નાહિ કોમલ કમલને હવે તરસાવો;
કરજો રશ્મિ પ્રસારરે, પ્રભુ આવારે,
આલિંગી કમલ આ ઠારે -

---




પદ ૪ ( મનસુખા માળી તન બાગે, એ લય. )

જગ ઉપવન ભાળી સુંદર મધુકર મધુ પીવા શીદ ધાય ધાય
હોંસે હરીયાળી ભુમી પ્રતિ જાવા, લોભે શું લલચાય.
કોઇ દીસે પુષ્પ ત્યાં ખીલ્યાં મધુર સુગંધીવાળાં;
નહિ દીસે રમ્ય ત્યાં કો કમળ જે છે તુજને વહાલાં,
ઉર વિચાર મધુકર ઠાલા,
છોડી ભ્રાંતિમય ચાળા;
દિવ્ય કમલ તુજને મળશે, હ-માસ સર જો જાય;
દિવ્યકમલ ત્યાં દેખીને, કરજે તેમાં પ્રવેશ,
રસ ચુગી એ કલિતણો થાજે તું હૃષિકેશ.



# अंतर्यामिरूपे रहेला इष्टने प्रत्यक्ष थवा प्रार्थना.

પદ ૫ સારંગ.

અંતર્યામિ અંતરયામિની વ્યાપી દુ:ખદ તે નિવારો,
હે બહુનામી ! નામરૂપનો મોહ આ ઉરથી વિદારો;
વિસ્તારો પ્રખરકર આપતણાં, દિન વિત્યા રાત્રિમાંહિ ઘણાં.
દુ:ખની પ્રભુ નથી રહી કાંઇ મણા;–
ક્યાં લગી પ્રભુ આમ પ્રચ્છન્ન રહો, ષડરિથી માર મરાવી ચહો.
મુખથી એક વખતે તે તો કહો;—
નહિ સદ્‌ગુણ પંકજ ખીલી શકે, નહિ આત્મધન પણ ઝાઝું ટકે.
ચિતિરવિ જો હૃદયે નવ ઝળકે;–
ઘન દેશે શું રવિને છાંઇ, માયાથી રહેતા આપ છવાઈ,
જાણી એતો કંઇ નવીન નવાઇ;
ભાનુ નવ સ્તુતિ કોની ચહે, પ્રકાશવું નિજ ધર્મ લહે
ચિતિરવિને શું એથી અન્ય કહે;–
ચિતિભાનું અંતર્યામિ છો, સમજાવું શું નિજ ધર્મ અહો.
વિખેરી અભ્ર પ્રભુ પ્રકટો,–




પદ ૬. ( મારો વ્હાલો આવ્યો વેષધારી, એ લય. )

જાગી જાગી ચિતિની જ્યોતિ જાગી;
મારી ભ્રાંતિ સમૂલ ગઇ ભાગી,
નયન આ શી રમણીય દ્યુતિ ન્યાળું.

ટળ્યું અજ્ઞાન તિમિર ઘોર કાળું;
હૃદયે વૃત્તિ ગણુ હું જ્યારે વાળુ,
શાંતિ શાંતિ વ્યાપેલી એક ભાળું;

આ શું આનંદે ઉર ઉભરાયે,
મહાસિંધુ આનંદનો રેલાયે.
જોઉં ઝાડ પહાડ વનસ્પતિ વિષે;

પ્રભા ચિતિતણીજ રમ્ય દિસે;
અણુ એકના ચિતિવિણુ, ભાસે

વૃત્તિ નાંખું ભલે ભૂમી કે આકાશે.
અનુભવ જ્ઞાનતણી મસ્તીમાં હુ ડોલું;

ટળ્યુ મિથ્યા જે જ્ઞાન હતુ પોલું,
મુજ ઐશ્વર્યની ન સીમા કો જણાયે.
બ્રહ્મલોકના વિભવ પડે પાયે;
નૃસિંહતત્વમાં હું ખેલું આઠે યામ,

નિત્ય નિર્ભય અને પૂર્ણ કામ.

## हृदयाकाशमां चिद्रविना प्रथम दर्शन काळे प्रकटेला उद्गार.

પદ ૭ ( મરજી પ્રભુની પ્રમાણે બને છે. એલય. )
હૃદનભમાં આજ આ શું પ્રકાશે, જોતાંજ વૃત્તિ અતિ ઉલ્લાશે;
પ્રભા શું એ શશિની શાંતિ પ્રદાતા, સર્વાંગને તે કરે સુખશાતા,
અયે ચદ્ર નો'ચે એ કલંક રહિત છે, અમૃતધારા તેથી અધિક છે.
હશે ભાનુ ઉગ્યો શું આ સ્થાન આવી, પ્રભા શી અલૌકિક પ્રસરાવી;
ન ઉષ્ણતા પણ તેની જણાયે, (તેથી) રવિ તેજ પ્રકટયું ન એમ કથાયે,
અરે આ પ્રભા અતિ અદ્ભુત ભાસે, રવિશશિ ઝાંખા પડે તેનીપાસે.
ખરે ચિંદ્રવિ આજ પ્રકટયો ઉરે એ, શાંતિ અલૌકિક મુજમાં ભરેજે;
જ્યોતિ અલૌકિક મુજ મન હરતી, વૃત્તિ આ ક્ષણક્ષણ તેમાંજ ઠરતી,
અખડ હૃદયે હું ચિતિભાળુ, ભિન્નત્વ મારૂ હું તેમાં ઓગાળું.
ચિન્મયરૂપે હું રાજું સદાયે, અનુભવ કથતાં ન મુખથી કથાયે.

---



## अविवेकी साधकने उपालंभनां वचनो.

પદ. ૮ ( બદલાયું, સ્થળ જે શાંતિ પ્રસારી—એ લય. )

અંતરમાં, ઘોર તિમિર જે વ્યાપ્યું, કાપ્યું ન કદી તેને,
શું વિશેષ સાધ્યું જઇ ગુરુશરણે, તે તો તું કહેને;—
વિષયવાસના તારી ન ત્રુટી, ખળતા તુજ અંતરની ન ખુટી,
પ્રપંચછળની ન પ્રીતિ છુટી, સુજતું ન તે કેમે—
તરુણ ત્રિયાથકી તુ રાચે, ક્રોધે ગર્જના કરીને ગાજે,
વીરા એ શું તુજને છાજે, થવું ચિન્મય જેને,—
કટુ વચન કદી કો સંભળાવે, સામી ગાળો તું વરસાવે,
સહનશીલતા એ શું કહાવે, મેળવી, કહી દેને;—
વિપત્તિવાદળ શિરપર જાણી, નિજ રક્ષક સત્તાને નાણી,
નિર્ભયતા ઉરમાં શું આણી, નિવારિયો ભયને;—
તનમનનું જે બળ બધું હરતી, મૃત્યુપાશ નિજ કર ગ્રહી ફરતી,
દૂર કરી કહે તુજ અંતરથી, ચિંતાની ચેહને;—
દ્વેષ ધારવો ઘડી નવ ઘટતો, તે તુજ અંતરમાંહિ પ્રકટતો,
પળ નહિ પણ વળી વર્ષો ટકતો, તે વિચારી લેને;—
રિપુદળ ઉરથી નવ જો હઠાવ્યું, આયુષ સઘળું વ્યર્થ વિતાવ્યું

સાધકપદને જાણુ લજાવ્યું, અંતર તુજ ગ્રહેને;—
શાંતિ ઉપરતિ ઉર પ્રકટાવી, ગુરુચરણોમાં ધ્યાન લગાવી,
ગુરુમંત્રની ધૂન જગાવી, નવ તેં કદી પ્રેમે;—
વ્હાલા ! વચનો શુણી આ પ્રીતે, પ્રયત્ન આદરવા શુભ રીતે,
કટિને કસજે નિત્યે નિત્યે, ભૂલતો રખેને;—
હૃદયમંદિરે દીપ પ્રકટાવી, વાદિત્રો રૂડાં વગડાવી,
દે પ્રભુ નરહરિને પધરાવી, મંદિરીએ ચેને;—

---

ॐ

# કાવ્ય જ્ઞાન રશ્મિ.

## રશ્મિ ૯.



### इष्टस्तवन.

પદ ૧ ધન્યાશ્રી.

જય જય સદ્દગુરુરાય, જગમાં જય જય સદ્દગુરુરાય,
વિશ્વ અનંતના ભર્તા સાચા, દેવ સકળ ગુણ ગાય. જગમાં૦
પ્રાણી પદાર્થ અને પશુસૃષ્ટિ, તારો છો જગરાય. જગમાં૦
ન્યાયી સાચા સ્વામી પ્રભો છો, ભક્તને આપની સહાય્ય.જગમાં૦
જીવ સકળ હણનાર મનાયા, આપ બળે જ ટકાય. જગમાં૦
સૂક્ષ્મ દેહાદિ ત્રણ તનુને, પોષો તો જ પોષાય. જગમાં૦
ભયચિંતાદિ ભૂતોથી સદા, જીવનું લોહી શોષાય. જગમાં૦
સર્વત્ર આપ પ્રભુ છો વિલસ્યા, ભેટ્યાથી શુભ થાય. જગમાં૦
આપ ધણીપ્રતિ વૃત્તિ જોડી, સત્ત્વથી કોઈ ઉભરાય. જગમાં૦
આત્મચિંતન શુભનું મૂલ જ, સાંખ્યે યશ ગવાય. જગમાં૦
સામર્થ્યપતિ થઇ જીવો ઠરતા, વિશ્વોદ્ધારક ગુરુરાય, જગમાં૦
અણિમાદિ સિદ્ધિ (આપ) પદરજથી, ભક્તગૃહે અટવાય.જગમાં૦
આપસ્વરૂપ અનંત દીસે છે, દર્શાવે મહિમાય. જગમાં૦
તાવી ટીપી સુવર્ણ કરો છો, નિઃશંક વદું જગરાય. જગમાં૦

આશ્રિત જનોને દેવેંદ્રપદમાં, સ્થાપો તે ન કળાય. જગમાં૦
સિદ્ધતણા મંડળ ઉપજાવ્યાં, ઘર ઘર ગીત ગવાય. જગમાં૦
ધવળ મંગળ કીર્તન સાચાં, કરતાં મુખ મલકાય. જગમાં૦
તારક સાચા ત્રિભુવનના ધણી, દેવદુંદુભિ સંભળાય. જગમાં૦
વૃદ્ધાવસ્થા મૃત્યુતણો ભય, મુખ સતાડી છુપાય. જગમાં૦
મોહ, કામ અને ક્રોધાદિ, જ્યાં ત્યાંથી અળપાય. જગમાં૦

---




પદ ૨ ( મેવાડો. )

શ્રીસદ્ગુરુ સાચા સ્વામી રે, શરણાગતહિત સાધજો જી,
ભવસાગરમાં આપ જ એક મહાનાવ,
સંસારી જીવો તો રે, કેવળ સંગી સ્વાર્થના જી,
સબંધ સેવ્યે નાવે મોક્ષનો દાવ; શ્રીસદ્ગુરુ—
આપચરણની ભક્તિ રે, જીવના પાશો છેદતી જી,
ટાળે આંતર મોહ ક્રોધાદિ મળ;
તાવી ટીપીને કુંદન રે, કરો છો સર્વજ્ઞ દેવતા જી,
હૃદયે અનુભવું આ શું હું દિવ્ય બળ; શ્રીસદ્ગુરુ—
પળપળની પ્રભુ જાણો રે, સગી જનની ન્યૂનતા જી,
સર્વાંશે તે નિવૃત્ત કરો મોક્ષધામ;

અનંત કલ્પવૃક્ષો રે આપ ચરણુમાં નિવસે જી,
સારે જીવના અભીષ્ટ અર્થો તમામ; શ્રીસદ્‌ગુરુ—
ક્ષુદ્ર વિષયની વાસના રે, ક્ષણુ ક્ષણુ કરતી દીનતા જી,
ટાળી કરજો પ્રભુ અમને કૂટસ્થ;
શુદ્ધ નિશ્ચયે રક્ષો રે, ત્રાતા જગના શ્રીહરિ રે,
સ્વતંત્ર પદમાં સ્થાપો, રહીને સમક્ષ; શ્રીસદ્‌ગુરુ—
જીવત્વને વશ વર્તી રે, સાધીએ અમે હીનતા જી,
ઇશપદે ક્યારે સ્થાપો દાતાર,
ભવભયભંજન સાચા રે, જનિ મૃતિને વારજો જી,
જીવનતત્ત્વ પૂર્ણ દીયો ભર્તાર; શ્રીસદ્‌ગુરુ—
ક્લેશનિવારક ત્રાતા રે, પાવન સર્વત્ર સ્થાપજો જી,
ઉત્સાહ અને બળઓધ અર્પો ભગવાન;
દોષનિહન્તા દેવા રે, અમૃત ક્ષણુ ક્ષણુ છાંટજો જી,
જીવત્વધૂલિ નિ:શેષ વિદારો શ્રીમાન; શ્રીસદ્‌ગુરુ—
કૃપાકિરણુને પ્રેરો રે, હૃદયજ્યોતિ ઝગઝગે જી,
જગમાં પ્રકટે સર્વત્ર જ્ઞાનના પ્રકાશ;
પ્રતિગૃહે વર્તે ઉત્સવ રે સિદ્ધિનું બળ જામતા જી,
યોગૈશ્વર્ય પ્રકટાવે સ્વકીય ઉલ્લાસ; શ્રીસદ્‌ગુરુ—
મનનો જય સધાવી રે, ઇષ્ટપદે મને વાળજો જી,
આપચરણુમાં આકર્ષશો ગુરુરાય;
હીનપદના અમો ભોગી રે, હીનત્વને સાધતાજી,
દૈવીપદમાં વાળો પ્રેરી કૃપાય; શ્રીસદ્‌ગુરુ—

## જ્ઞાન પ્રાપ્તિ અર્થે શ્રીઇષ્ટની સ્તુતિ.

પદ ૩ ( વહાલો વિરાજતો મુજ અંતરમાંહ્ય, એ લય. )

પ્રભો, જ્ઞાન દાનને દેજો આજ,
યાચું હું શિર નામી;
કરો કરુણા એટલી આ શિરતાજ,
દુઃખો દઉં હું વામી.
જ્ઞાન વિના આ વિશ્વે, અંધકાર સઘળે લાગે,
ના ભ્રાંતિ કોઇ પણ ભાગે, આજ.
(આ) જીવન નકામું લાગે, જ્ઞાનવિના જે રહીએ;
તેથી જ્ઞાન પ્રકટાવો હ્રદયે આજ.
વિભો, આપતણા ભંડારે, કંઇ ખોટ નહીં પ્રભુ પડશે,
નહીં કંઇ પણ કારણ નડશે; આજ૦
હે જ્ઞાનતણા મહારાશિ, તમથી નથી અજાણ્યું,
મુજ અંદરનું અંધારું; આજ૦
તે કાપવાને પ્રભુજી, જ્ઞાનદીપક પ્રકટાવો,
મુજ હ્રદયમાંહી ટકાવો, આજ૦

---



## जीवोनी उन्नति अर्थे इष्टप्राप्ति प्रार्थना.

પદ ૪ કાફી.

નાથ ? સાચા રક્ષો રે, જીવપણું દુઃખ દીયે,
શુભ્રતાને પોષોરે, દેવપથ જેથી વહીએ.
દિવ્ય યોગબલ કેરી વૃદ્ધિ, સર્વત્ર અમથી લહાય,
ઇશત્વ કેરો પ્રતાપ ભારે, અનુભવી ઉર હર્ષાય,
ઋષિ મુનિ મંડળરે, કરે સત્ય વૃદ્ધિ સદાય;—
તત્વ જ્ઞાનની દીપ્તિ જગમા, અખડ ઝળકે તાત,
ષડ્રિપુ ક્ષીણ થઇને નાસે, સમત્વ શુદ્ધ અવદાત,
કણાદ પાણીનિ સમરે, વિશ્વમાં વિરો પ્રકટે;—
સમત્વશાલી સુજનો ભાસે, સમરો દે દર્શન
તમસ્ રજસ્ ક્ષીણબલ થઇ વર્તે, હૃદય શાંતિ સદન,
અજરામર પદ પામેરે, જીવ પુરૂષાર્થી સઘળે;—
ક્લેશ માત્રનો વિલય થાતાં, લહે આનંદ સર્વત્ર,
સ્થૈર્ય ધૈર્યની વૃદ્ધિ પ્રસરે, સિદ્ધ તણાં થાય સત્ર,
કૃપા એ દર્શાવોરે, અનર્ગલ કરુણાપતે ?—
ભક્તિને સાચુ ધન માની, યત્ન કરે દિનરાત,
દુઃખાગ્નિથી મુક્ત થઇને, સુખ સ્વરૂપ સાક્ષાત,
મૃત્યુલોક ત્રિવિષ્ટપરે, મૂર્તિમાન ભાસે સમુદાય.—



## सत्य साधन साधवा साधकने विज्ञप्ति.

પદ ૫(સાચે કળજુગ આયો, અબતો સાચે કળજુગ આયો, એ રાગ.)

સાચું સાધન કર રે, સાધક સાચું સાધન કરરે,
સર્વસુખાસ્પદ ગુરુઆશ્રયથી સહજ ભવાબ્ધિ તરરે—સાધક૦
પ્રાત:કાલ કરી વપુશુદ્ધિ, વિશુદ્ધકર હુત્સર રે,
સંધ્યાદિ મહામંત્ર જાપથી, મળ મનના પરહર રે—સાધક૦
દુધ મળે જેમ જળ સંઘાતે, ધ્યાન વિધિવત્ ધર રે,
વૃત્તિ ચિતિસિન્ધુમાં ગાળી, અભિન્ન થઇ ઉદ્ધર રે—સાધક૦
સત્ ચિત્ આનંદ સ્વસ્વરૂપે, જ્ઞાનમત્ પછી ફર રે,
કલ્પવૃક્ષની રહે નહિ પરવા, તૃણવત ગણુ જગચર રે—સાધક૦
રઘુનાથ છે ચાર પદારથ, પ્રાપ્ત ભાગ્ય આખર રે,
ભારતખંડ માનવતન, સદ્દગુરુ, સાધક સંત જ વર રે—સાધક૦

## तत्वकार थवा इष्टमति विज्ञप्ति.

પદ ૬ પરજ.

હૃદયે પ્રભુશ્રી પધારોરે, અતર તિમિર નિવારોરે,
સ્થૈર્ય વધારી દોષો નિવારી, કરજો મન તત્વાકાર;
જીવત્વના કલેશોને ટાળીને, સ્થાપો મોહબ્ધિ પાર; હૃદયે૦
સચ્ચિત સુખમાં સ્થિર કરીને, કરજો વિષયથી અતીત,
નભસંગ ઉરમાં અસગ કરીને, સાધો આ શુદ્ધ ચરિત. હૃદયે૦
ભય ચાંચલ્ય પ્રતિક્ષણ પજવી, વિક્ષિપ્ત કરતા નાથ,
દ્વૈત શમાવી હૃદમંદિરમાં, સ્થાપો સ્વરૂપે તાત. હૃદયે૦
રાજસ તામસ જનના સમુહે, સ્થૈર્ય ન રહે ભગવન્,
ધર્મમૂર્તિ ને દિવ્યમૂર્તિ સમ, દેજો અલૌકિક ધન; હૃદયે૦
મહા મુક્તનો અનુભવ દેજો, ઇચ્છા એ અંતર ઇશ,
જે તે રીતે પદ પ્રતિ ખેચો, યાચું નમાવી શીષ, હૃદયે૦

---

॥ ॐ श्री ॥

# કાવ્ય જ્ઞાન રશ્મિ.

## રશ્મિ ૧૦



स्तवन माळा.

### પદ ૧

પરમ પુરૂષ સ્વામિન્, મગલાત્મન્ કૃપાલો !
કમલ નયન વિષ્ણો, શ્રીપતે હે દયાલો !
ભવ ભય ભ્રાંતિ દુઃખો, ટાળજે પ્રેમ લાવી,
રિપુ દળને હઠાવી, ખાળજે નેષ્ટ ભાવી ॥ ૧ ॥
શિવમય શાંતિ ભરજે, અંતરે સર્વ દેશે,
મન તન પૂર્ણ કરજે, સત્ ચિદાનંદ વેશે,
હૂં પણ જે જણાતુ, હાલ સુધી પ્રપંચે,
ખેંચિ આકર્ષિ લેજે, રાખશો નાહિં રંચે ॥ ૨ ॥
હૂં પણું આપ મધ્યે, હોમ થાતાં ન બીજે,
હરિ ગુરૂ તેજ તૂ હૂ, જ્ઞાનથી આપ રીઝો;
આદિ અંતશ્ચ મધ્યે, દ્રશ્ય દેહાદિ ભ્રાંતિ,
નથી કંઇ વાસ્તવે એ, તેજ છે પૂર્ણ શાંતિ. ॥ ૩ ॥
તેજ તૂં સર્વ દેશે, દેશનો વેષ ખોટો,

શેષ સર્વત્ર તું છે, વ્યાપ્ત, નાનો ન મોટો;
પરમ કૃપા કરીને, હે ગુરો ! શાંતિ દાતા,
હુંપણે તું રહેજે, દેવ માણિક્ય ત્રાતા. ॥ ૪ ॥

## ભ્રાંતિ ટાળવા સુબોધ.

પદ ૨. ( પ્રભાત અને બીજા રાગોથી ગવાય છે. )

ભ્રાંતિ શાંતિ કર વહેલો, સુબામન, ભ્રાંતિ શાંતિ કર વહેલો,
ક્લેશ શાંતિ કર વહેલો, સ્ફુરણ શાંતિકર વહેલો–સુબા૦ (ટેક)
એક હરી ગુરૂ આ જગ રૂપે, વેદે મંત્ર કહેલો–સુબા૦ ૧
કૃષ્ણે પણ ગીતામાં ગાયું, રસ્તો જોતાં સહેલો–સુબા૦ ૨
વિશ્વરૂપે વિશ્વપતિ ત્યાં, અન્યનો કયાંથી હેલો–સુબા૦ ૩
તું ત્હારૂં હુંપણ ગાળીને, સુખમય થાજે પહેલો–સુબા૦ ૪
માણિક્ય તું તો રહેજે રંગે, જો તો આ જગના ખેલો–સુબા૦ ૫

દોહરા.

સાક્ષીપદ આરૂઢ થઇ, જોતો રહેજે ખેલ;
સમજે ચિદ્‌ઘન સિંધુમાં, જોતાં જોતાં રહેલ. ૧
અસંગને લેપે નહી, વદે વેદ સાક્ષાતઃ
સમતા સમ થઇને રહે, જડે ન જાત ન ભાત. ૨
ભ્રાંતિની શાન્તિ થતાં, કાંતિ સજાડે રાગ;
માણિક્ય ખેલો મોજથી, રામ તણે આ બાગ. ૩

## हृन्मंदिरमां इष्टनी प्रतिष्ठा.

### પદ. ૩

હૃન્મંદિરમાં કરો પ્રતિષ્ઠા, કૃપાસિંધુ શ્રી કૃષ્ણુ તણી,
પ્રતિક્ષણુ પ્રેમે જોતા રહેજો, દ્રષ્ટી સ્થાપી નાથ ભણી.
મન મુખિયાને નિમજો મંત્રી, દઇ શિક્ષા શુભ સેવાની,
અંકુશ રાખી જોયા કરજો, આશ તજી ફળ મેવાની.
હરિગુરૂ ઇષ્ટ પધાર્યા ઘરમાં, ચરણુ વિશે જઇને પડજો,
શરણુ ગ્રહીને સરતા રહેજો, ઘસ્યા જજો હરિમાં અડજો.
હું, મમ, જીવત્વાદિ ભ્રાંતી, છોડીને જોજો ક્રાંતી,
દશદિશ આદી અંતે મધ્યે, હરિગુરૂ પૂર્ણપણે શાંતી.
બ્રહ્મલોક સ્વર્ગાદિ પૃથ્વી, પાતાળાદિ લોક જુવો,
અનંત એવાં બ્રહ્માંડો છે, હરિમય, વીરા ! ભેદ ધુવો,
વિચારરૂપ નિર્મળ વારીથી, ભેદ ભ્રાંતી ડાઘો જાશે;
અભેદ હરિગુરૂ દ્રષ્ટે પડશે, હું પ્રત્યય સ્થિર ત્યાં થાશે.
નિર્ભય નિર્ગુણુ સત્ ચિત્સુખમાં, સહજે શાંતી ભેજ ભરી,
નૃસિંહ શાને દિવ્યરૂપ લઇ, કર ઝાલી માણિક્ય વરી.

---

## सुखमां स्थापवा इष्टने विज्ञप्ति.

પદ ૫. (નાથ કૈસે ગજકો બંધ છોડાયો. એ રાગ.)

ઇષ્ટ મ્હારા ! સત્ ચિતિ સુખમાંજ સ્થાપો,
મ્હારી કરણી, પ્રભો ! મ્હારી કરણી, રખે તમે માપો.—ઇષ્ટ. ટેક.
શરણાગત વત્સલ હરિ કહાવો, હું શરણ પડયો છું, તે ભાળો;
નામ રખે ખોટું કદી કરતા, (કદી) કરશો ન ઉલટો ચાળો.—ઇ. ૧.
મ્હારી તે શી ધીરજ મ્હોટી ! ને ભક્તિ શી જાણે ભવાઇ;
શ્રદ્ધા પ્રેમ મુખે કહેવામાં, ભ્રાંતિએ બુદ્ધિ છવાઇ—ઇ. ૨.
વિવેક,ને વૈરાગ્ય ન દ્રઢતમ, શમ દમ સાધન શાનું,
જ્ઞાન ધ્યાન કે દાન તાન કશૂ, મુજમાં ન એકે વાનૂ.—ઇ ૩.
વિહ્વળ વૃત્તિ વહે જગ સન્મુખ, આપવિશે નળવાળો,
ઉલટાવી દો આપ બળે પ્રભો ! જોશો ન મ્હારો ચાળો —ઇ. ૪.
વ્યર્થ ગયો જન્મારોજ મ્હારો, આ વિષયોનો મોહ વિદારો;
હું તો આપ હિમ્મતથી ઝૂઝૂ,(પ્રભો !) કરશો ન મુજને ન્યારો —ઇ.૫.
"અધિકારી નથી," એવુ ન કહેશો, હુંજ કહૂ હુ નકારો;
સારાની સઉ સાહ્ય કરે, એવો જગમા ન્સિ છે ધારો.—ઇષ્ટ. ૬.
આપ તણું બળ અનુપમ ઉત્તમ, મ્હારા મેં આપને જાણી;
દયાદાન યાચ્યું મેં તમથી, (હવે) એ એ ન તાણી તાણી.—ઇ. ૭.

નરસિંહ મ્હેતા ભક્ત પ્રલ્હાદ ને, અંબરીષ અર્જુન તાર્યા;
નારદ પુંડરીક વ્યાસ પરાશર, શુક શૌનકને ઉગાર્યા.—હ. ૮.
ભીષ્મ વસિષ્ટ વિભીષણુ ને વળી, રૂકમાંગદ ઉર ધારો;
મીરાં શબરી ગારગી ગોપી, પામ્યાં આ ભવનો આરો.—હ. ૯.
એ સો શુદ્ધ પ્રેમ નિજ જ્ઞાને, ધ્યાને પ્રભુપદ પામ્યાં;
હરિશ્ચંદ્ર, નળ, ધર્મ યુધિષ્ટિર, સત્ય વડેજ વિરામ્યા—હ. ૧૦.
મ્હારામાં તો કંઇ નથી એવું હું આપ કૃપાને યાચું;
મુજને આપ વિશે ઝડપી લ્યો, યશ ગુણુ આપનાં વાંચૂ —હ. ૧૧.
સમર્થ ભકતો સતોને પ્રભો ! તાર્યા ન કીધી નવાઇ;
મ્હારા જેવા, કંઇ નહી, એવાને, તારી કરો સુકમાઇ—હ. ૧૨.
ભલે, ન ઇચ્છા તેની પણુ, તો, નામ કરો પ્રભુ સાચૂ;
શરણાગત વત્સલ છો તો હવે, કૃપા કરો હુ રાચૂ.—હ. ૧૩.
હું છુ ત્હારો, તૂ છે મ્હારો, તૂજ થયો હુ ન ન્યારો;
માણિક્ય મોહ મિટાવો નરવર, શરણ પડયો ઉરધારો.—હ. ૧૪.

---

## भयभित न थाओ.

પદ ૬.

ધ્રુજમાં, ધ્રુજમાં, ધ્રુજમાંરે,
હરિ હાથ આવ્યો હવે ધ્રુજમાં; હરિ— હરી૦

ભવ ભય ભ્રમણ નથી હવે તુજને,
હરિ હરિ વ્યાપ્યો જોને તુજમાંરે.— હરી૦
કલેશનો લેશ પણ દીસતો નથી કંઇ,
આનંદ ઘનરૂપ મૂજમાં રે.— હરી૦
ધન ધરા ધામ બી મોહે ન ફસતો,
વિષય છિલ્લાંમાં હવે ગુંજમરિ.— હરી૦
સુખનો મહાનિધિ તુજને મળ્યો અલ્યા !
જોર રાખ, હાવે, વિરા ! બુજમાં રે.— હરી૦
નરવર થાતું જીવ મટીને,
માણિક્ય મોજ છે તુજમાં રે.— હરી૦

---

## हितकर सुबोध.

પદ ૭. ( મળે તો કોઇ હરિજન મળજો રે.—એ રાગ. )
જગતપતિ જગમાં આ મ્હાલે રે, વિવેકી વિચારિને ચાલે રે (ટેક).
સમજ વિવેકીને પડે રે, ખોટું ખરૂં જગમાંહ્ય,
ખોટું મુકે પડતું જગે, તે, સાચાની પકડે બાંહ્ય.—જગતપતી. ૧
ભેદ અનેક પ્રકારનારે, કાચતણા ચળકાટ,
ભાતી બહુ ભાત ભાતની રે, તેણે તો વાળ્યો દાટ.—જગતપતી. ૨
ગગાનું જળ એક છે તે, લોકો ભરી લઇ જાય,
ગાગર ઘટને ચંબુડી વળી, પાત્ર અનેક ભરાય.—જગતપતી. ૩

પાત્રો ધાતુ મૃત્તિકાનાં, ભેદ બધો તે માંહ્ય,
જળતો શ્રી ગંગાતણું તેમાં, પ્રેમેઃસઉ જન નાહ્ય.—જગતપતિ. ૪
શુદ્ધ કરે સ્નાન પાનથીને, દર્શને દુઃખ હણાય,
તેમાં સંભવ ભેદનો, કહો, કેવી રીતેજ ભણાય.—જગપતિ. ૫
રામ રમે વિશ્વ વાટિકારે, ખેલે ખેલ અપાર,
બાગ ખીલી પુલ્યો શોભતોરે, ગંગાજળ છે સાર.—જગતપતિ. ૬
જળથી શોભા વૃક્ષની રે, વ્યાપી આપે મોજ,
સુંદર, મોહ વધારતી, વળી, શાંતિ પમાડે રોજ.—જગતપતિ. ૭
ભેદ નથી તે વારિમાં, સૌ, વૃક્ષ વનસ્પતી ભિન્ન,
સાર તો તે જળ જાણિને, તું થાતો રખે કંઇ ખિન્ન.—જ૦ ૮
રામ રૂપે જળ જાણવા, કહે, શાસ્ત્રને જ્ઞાતા સંત,
જગતરૂપે આ વાટિકા, રમે. રામ ન જેનો અંત.—જગતપતિ. ૯
ગ્રુમ રમે રંગે સદા, સુખ જ્ઞાનતણા ભંડાર,
પ્રેરક ભોક્તા રામને, હવે, જાણો વિવેકે સાર.—જગતપતિ. ૧૦
દશરથ સુત શ્રી રામવત્, જુવો, પ્રકટ પુરૂષ આ જક્ત,
અંતર્યામી રામવત્, જળ, જાણે છે પ્રેમી ભક્ત.—જગતપતિ. ૧૧
વ્યાપક સર્વ માંહે સદા, તે, પરમાત્મા શ્રી રામ,
માયા શબલ તે, જો કહો, તો, નિર્ગુણ છે મહાધામ—જ૦ ૧૨
ચાર સ્વરૂપે રામને, જુવે, દિવ્ય નયન જો થાય,
માણિક્ય શોધ્યો ક્યાં જડે, જ્યાં, રામહિ રામ રટાય.—જ૦ ૧૩



# प्रभु प्रेमी भक्त.

પદ ૮

જેને રામધણીશૂ લાગ્યો સ્નેહ રે, તેને,કાંઇ,નથી જોવાનું;
જેને વિશ્વપતિશુ લાગ્યો સ્નેહરે, તેને,કાંઇ,નથી ખોવાનું; } (ટેક).
જેને શ્રીપતિશુ લાગ્યો સ્નેહરે, તેને,કાંઇ,નથી રોવાનુ.

રામ રસાયન પીને તેતો, મસ્ત બન્યો મદમાતો;
જગમાં તેને નિર્ભયતા છે, ભલે કરે જન વાતો–તેને કાંઇ૦ ૧

ચાલ્યો તેતો જાયજ ઉંડો, ઉર્ધ્વ પ્રદેશે વહેતો;
નભ આ ભેદી ચિત્તાકાશે, ચિદાકાશમાં રહેતો –તેને કાંઇ નથી૦ ૨

બાગ બગીચા મોજ ઘણેરી, અતર નભમાં જોતો;
કલેશ ત્રિકારો મુળથી કાઢી, આપોપૂં પણ ખોતો.–તેને કાંઇ૦ ૩

સદ્દગુરૂ સંગે ખેલે રગે, ગજકાબોળ ભિંજાઇ,
ભાન ભુલે નિજ રગે રમતા, સમે અમરફળ ખાઇ – તેને કાંઇ૦ ૪

માણિક્ય મુક્તા–માળ ગળાંમાં, દેવી સુદર શોભે;
વાસુદેવ શિવ, તેને દેખી, ભેટે દોડી લોભે.–તેને કાંઇ નથી૦ ૫

અનંત નિર્ગુણ, સત્ ચિદેકરસ, આનદઘન હરિસંગે;
માણિક્ય પ્રેમે ચાલ્યો સરતો, થયો રામરસ રગે.– તેને કાંઇ૦ ૬

# જ્ઞાની પુરુષનાં વચન.

## પદ ૯.—રાગ પ્રભાત.

જ્ઞાન અજ્ઞાન કઇ છે નહિ મુજ વિશે,
છે નહીં મુજ વિશે માઠું સારૂં;
છે નહીં હૂં તું ને, આ,–તણી ભ્રાંતિ કે,
શુદ્ધ સત્ ચિદ્ ધને નાહિ બારૂ. ૧
શ્રેષ્ઠ, ઉત્તમ અતી, જ્ઞાનમય શુદ્ધ છુ,
બ્રહ્મ આનંદઘન નિર્વિકારી;
આદિ કે અંત, મ્હારો સ્વરૂપે નથી,
શાંત સમ તત્વ, જોતાં વિચારી. ૨
કલ્પના જાળને, બાળ બળ કળ થકી,
ફાળ શિદને ભરે ઝાળ જાણી;
સ્વપ્ન સંકલ્પમય, આ સઊ ભાળતાં,
સતચિદાનંદ તૂ, સત્ય વાણી. ૩
સ્વપ્નની સૃષ્ટિ આ, છે વિચારે વિરા,
શોક ભય સજ્જનોને ન હોએ;
મોહ મારી વિદારી, વિવેકાદિથી,
વૃત્તિ લુણુ નાખિ દે આત્મ તોયે. ૪

જ્યાં સુધી વૃત્તિનો, વેગ સ્ફુરતો દિસે.
ત્યાં સુધી સાક્ષિ તું જાણનારો;
વૃત્તિ વિરમે ત્વયિ, શુદ્ધ સન્માત્રમાં,
સાક્ષિ પદના શમ્યા સો વિચારો. ૫
અન્ય કંઇ નાહિં તો, વ્યાપ્ત વ્યાપક ગિરા,
શા વિશે ? કોણ છે ? શું કહેશો;
એક બે આદિ સૌ કલ્પના છોડિને,
શાંત પદ મધ્ય શમિને રહેશો. ૬
લક્ષ્ય "હું" ચિદ્દ્ઘને વૃત્તિને સ્થાપિને,
જા, ખપી, સામટો સત્સ્વરૂપે;
લાલ માણિક્ય તો તે જ છે જ્ઞાન ધન,
શાંતિ જ્યાં શાશ્વતિ પદ અનૂપે. ૭

---

ૐ

# કાવ્ય જ્ઞાન રશ્મિ.

## રશ્મિ. ૧૧.

### મંગળાચરણ.

પદ. ૧

ૐ પ્રણમું, શ્રી અંતર યામી,
સુમતિ જશ જય આપો— ૐ.
આપ કૃપા થાતાં, મુક વદતા,
ચડતા પંગુજન ગિરિએ;
સકળ વિઘ્ન પ્રભુ કાપો,— ૐ.
શરણે રહી માગું, સહાય કરજો,
પ્રકટી મતિ મન વાણીમાં;
નરહરિ કર શિર સ્થાપો,— ૐ.

કરતા હું કશુએ નહીં, કરતા નરહરિનાથ;
અંતર રહી કરતા બધું, ગૃહિ સેવકનો હાથ.
અકળ લીલા પ્રભુજી તણી, જાણી શકે જીવ કેમ;
જણાવવી જે જે ઘટે, પ્રેરે બુદ્ધિ તેમ.

## પ્રભુનું પ્રાકટ્ય.

પદ ૨.

ધર્મ કાજે અવતાર પ્રભુએ, ધરણી પર ધર્યો,
એમાં પૂર્ણ પરબ્રહ્મ રૂપે, કૃષ્ણ અવતર્યા;
ધર્મ ધેનુનો ઉદ્ધાર, કરીને, જગત હિત કર્યાં— ધર્મ૦
જન્મ ધારી, મથુરાથી વ્રજભૂ વિચર્યા,
લીલા કરી ગોપાલ લાલ રાધિકા વર્યા,
અસુર ગણ હણી ગોવિંદે ભકતોના ભય હર્યા,
દેવકીનંદને, કંસ નિકંદન, કરી માતા પિતા મુકત કર્યા—ધર્મ.

## ગૌમાતા.

પદ ૭.

તારા ગુણ અગણિત શું ગાઉં ગરીબ ગોમાતાજી;
તુજ તનમાં વસતા દેવ, સર્વ સુખદાતાજી
માનવી જાતનુ હિત કરનારી,
રસકસ ઘરઘર તુ ભરનારી,
ઘી દુધ દહી અમૃતદે નારી,
છો જગજનની, વડી માવડીરે—
ધન ધાન્ય પુત્ર મળે, તું થકી સુખદાતાજી,
થાડે ખેતી તુજ તનુજ, પવિત્ર ગોમાતાજી.
ધર્મ ધરા ધેનુ બળનેર પોશે,
સુખ ઉંચાં સસારે રે જોશે,
એ ત્રણે ખોશે, તે જણ રોશે.
જોજો વિચારી આ ઘડી રે—
છો ભારતિ ભુષણ શણગાર, ભલી ગોમાતાજી,
તારૂં બળ બુદ્ધિપ્રદ પય, સરસ સુખદાતાજી.

# अगम्य लीला.

### પદ ૪.

લીલા શી વર્ણવું, છે ગતિ ન્યારી, વ્હાલા તારી—લીલા૦
લંકાપતિ હણવા, રઘુકુળે જાયા,
સીતા તણું રક્ષણ કરવા, ધીર થઇ ધાયા— લીલા૦
દાસ પ્રહલાદ કાજે, નરસિંહ રૂપ ધારી,
વિપત્તિ વિદારી લીધા, ભક્ત ઉગારી— લીલા૦
ભક્તો તણી ભીડ જાણી, સહાય સદાય દીધી,
આજે મારી અંતરયામી, સંભાળ લીધી. લીલા૦

---

## इष्ट स्तुति.

### પદ ૫.

મ્હારા નરહરિ નાથ, ઓ દયાળા, વેગે ચાલો મારી સાથ;
અંતરયામી, બાજી તમ હાથ, રાખો લાજ, જી— મ્હારા.

અસૂરે માંડયો છે, અતિ ઉતપાત,
કરે ગૌવિપ્ર કેરી ઘાત;
સંકટ સેવે સૌ દિન રાત—રાખો લાજ, જી— મ્હારા.

અરેરે ધ્રુજે છે આ ધરણિ માત,
સર્વે વિદીત છે વાત;
ધર્મોધ્ધારક હે જગ તાત—રાખો લાજ જી— મ્હારા.

---

## भक्ति प्रकटाववा इष्टने प्रार्थना.

પદ ૬૦

ભક્તિ નવધા અમને વ્હાલી દેજો દીન દયાળારે.
શરણે રાખી સંકટ હરજો, દામોદર દ્વારકાંવાળારે.
શ્રવણે પરિક્ષતજી તર્યાં, કીર્તનથી શુકદેવ;
સ્મરણવડે પ્રલ્હાદજી, લક્ષ્મિજી પદસેવ:
છાપજો અંતર એવી છાપો સુંદર છેલ છોગાળારે. ભક્તિ.
અભિવંદને અક્રુરજી, પૂજનથી પૃથુરાય;
દાસભાવે હનુમાનજી, અરજુન સખા ગણાય,
ઐશ્વર્ય અમને એવું અર્પો, રમાપતિ રૂપાળારે. ભક્તિ.
આત્મ નિવેદનથી બળી, કળી ગયા હરિરૂપ;
ગળી ગયા નિજ રૂપમાં, ભાવિક ભકત અનૂપ;
અંતરે અમને એવા આવે પ્રિતે પ્રેમ ઉછાળારે. ભક્તિ.

# अंतरमां स्थिर थवा सुबोध.

पद ७.

અંતર આરામ કરો હે મનવા,
જોતાં નથી રામ પરો, એજી કાંઇ જોતાં નથી રામ પરો. મનવા.
સ્થિરતા વિના સુખ મળવું નથી–સ્થિરતા વિના હાં સુખ મળવું નથી,
શોધો સુખનો ઝરો–હૃદયમાં શોધો સુખનો ઝરો. હે મનવા.
ઇશ્વર સ્મરણે અળગો થાતો, ઇશ્વર સ્મરણે હાં અળગો થાતો.
ઇંદ્રીયો દશનો ખરો અવળો ઇંદ્રીયો દશનો ખરો. હે મનવા.

---

# एकादशी माहात्म्य.

પદ ૮.

તનમનની શુદ્ધિ કરનારી—એકાદશી—મન કસી,
ઉપવાશી—જે રહે નરનાર.
થાય નિરોગી ને ઉપજતા સરલ વિચાર—તન.
શરીર સુઘડ શુદ્ધ જળ વડે કરીએ,
દેવગુરૂ પુજ્ય પાય શિર ધરીએ.
વાણી વિચારી મુખે સાચી ઉચરીએ.
જે પ્રિય હિત સૌનુ કરનાર— તન.
વૃત શિયળ શુદ્ધ પાળિયે વાળિએ મન વિકાર,
હરિ સ્મરણે દિન ગાળિએ—કરીએ ફળાહાર,
નિર્જળ રહેવાથી નિર્મળતા આવે.
ફળ અહાર તનમાં સ્ફુરતી લાવે.
અંતરમાં અલૌકિક સુખ ઉપજાવે.
દુઃખી તે દી અન્ન જમનાર— તન.

॥ ॐ ॥

# કાવ્ય જ્ઞાન રશ્મિ

## રશ્મિ. ૧૨.



### इष्टनुं मानस पूजन.

પદ ૧ ( મારે મંદિરે પધારો યોગીરાજ. એ લય. )

મારે હૃદયે બિરાજો ગુરૂરાજ હવે આજ,
પૂજન રચું હું પૂરા પ્રેમથી,
રૂડું ચિંતન ચંદન વાપરૂ;

શુભ કામના કેસર શું ધરૂં,
કરૂં આપને લેપન સુધારૂં મુજ કાજ. પૂજન૦

રૂડા પ્રેમના પુષ્પો સંઘરી,
સ્નેહ સૂત્ર પ્રોઈ સંધિ કરી;
ગળે આરોપું આપને ગરીબનિવાજ. પૂજન૦

મન પવન તણો ધૂપ ધારીએ,
આપ સ્મરણ અનળે કાર્ય સારીએ;
અંગીકાર કરી સફળ કરો મુજ સાજ. પૂજન૦

રૂડો દીપ વિવેક પ્રકટાવીયો,
દૃઢતા દીપિકામાં ઠરાવીયો;
તેથી આપને નિરંતર નિહાળું શિરતાજ; પૂજન૦

મહા મોદક પ્રમોદ તે નિવેદ છે,
હું તો પીરસું હૃદય થાળ આ અભેદ છે;

જમો આપ તે પ્રસાદ મને મળવા મહારાજ. પૂજન૦
સર્વભાવ તાંબુલ ધરાવીયું,
જામ્યો રંગ, તેણે સકળ સુહાવીયું;
શ્રીનૃસિંહરંગ સંઘવી છત્રાય નેત્રમાંજ. પૂજન૦



## ચિદમૃત વૃષ્ટિ.

### પદ ૩

પ્રણુવઘન ગાજેરે, ચિદ્ અમૃત વરસે આજે,
ચમત્કૃતિમય વિદ્યુત પળ પળ, અકળ છટાથી છાજે;
અંતરને આનંદિત કરતી સંશય મલને માંજે. પ્રણુવ૦
શાંતિ સમીરણુ લહરિ આવે, વધુ પોષે બળતા જે,
સુવાસનાને આણે તાણી, શુભ આ પૂરક સાજે. પ્રણુવ૦
તુચ્છ વિષય જંત ઘસડાઇ જતા, હતા નડતા જે,
સઉ રસબસ પણુ સ્વચ્છ જણાતુ, વિશ્વ વિમલ થઇ રાજે. પ્રણુવ૦
દશ દિશ ઝડી પડી હરઘડી વરસે, તિમિર તેજમય ભાજે,
બીડેલી ભોગળ ગુરૂબળથી, ઉઘડી એક અવાજે. પ્રણુવ૦
તિમિર વિલય તત્કાલ થયો ત્યાં, તડિત હતી ચપળા જે,
અચલ જ્યોતિમય તે સ્થિર થઇ, વિશુદ્ધ તત્વ વિરાજે. પ્રણુ
અંતરાયનો અંત થયોને, કૃપા કરી ધનરાજે,
વસુધરા વૃતિકર પકડયો, લગ્ન થયાં વિણુ વાજે; પ્રણુવ૦
પ્રેમાવેગ નિરખી નિજ પતિનો, પ્રિયા લીન થઇ લાજે,
પતિપદ કમલે નમતાં નારી, પતિરૂપ થઇ વિણુ વ્યાજે; પ્રણુવ૦
પ્રણુવ નૃહરિને વિનવી સંઘવી. ફાવ્યો એક ઈલાજે,
પ્રણુવ સકલ સિદ્ધિ જડી શોભે, રત્ન જડયા જેમ તાજે; પ્રણુવ૦

# अनन्य संबंध.

**પદ ૪.**

એક માહરો સંબધ નૃહરિ નાથનો રે,
બીજા સબધ તે સઉ બંધ; એક૦
ચંપક હોય ભલે કનકોપમ, સુંદરતાનું નિધાન,
તોપણ ભૃંગ સુગધ ગ્રહેનાં, લાગ્યું કમળમાં તાન; એક૦
શીતળ સુંદર નેત્ર પ્રમોદક, ચંદ્રનું મંડલ સ્હોય,
તોપણ પદ્મ વિલોકી ન તેને, કો દિન સસ્મિત હોય; એક૦
માણિક મોધા મૂલતણાં, દ્યુતિ અગાર ગ્રહ તુલ્ય ?
તોય અનલ ખગ મુખમાં લે નહિ, ભાન ત્યજી કરી ભૂલ; એક૦
દુધની સાથે અભિન્ન થયેલું, રૂપે એકાકાર,
તોપણ વારિ હંસ વર્જંતો, કરતાં ચંચુ પ્રસાર; એક૦
લીલીછમ લીલમના જેવી, હરિયાળી વન માંહ્ય,
સિંહનું બાળક ભુખે મરશે, પણ તૃણ એક ન ખાય; એક૦
લક્ષ્મીનું મન લોભવનારા, મદન તણા જે તાત,
ત્રિભુવન પાલકને પણ ન ચહે, ભવ્ય ભવાની માત; એક૦
કહે દુરાગ્રહી તો નથી દુભણ, એક નહિ, સતવાર,
સંધવીનાથ નૃસિંહ વિના, નથી કોનો સંબંધી થનાર; એક૦



## [illegible] चढवा कोई गुरु कृपा पात्रने आमंत्रण.

પદ ૫. ( કોઇ પીઓ પીઆલા રામરસકા, એ લય. )

કોઇ ચઢહુ ગગનગઢ લાલ ગુરુકે જહાં અટલ આનદ જહાં અટલ
આનંદ રે. કોઇ૦
દશકાં વશ કરલો ગુરૂગમસેં, માનુખ તન સબધ,
મનકો શમન પવન શરસે કર, તાપર ડારો બધ રે; કોઇ૦
પહિલે આસન દિયો અડગા, મનકો કરદો મંદ,
પિછે પવન નારાચ ચઢાવો, મન કો કરો કબધ રે; કોઇ૦
દશહુ સુભટ સ્વામી બલ ખોકે, હો જાવેંગે અંવ,
શરણુ હોઇંગે તાકો ફિર નાહિ, હોને દો સ્વચ્છદ રે; કોઇ૦
એકાદશ વશ રખકે જિત લો, તપન અનલ અરૂ ચંદ,
ચઢહુ અકેલા નિરાલબ હો, જહાં તખત નિર્દ્વંદ્વ રે; કોઇ૦
હંસોસોહં ઉડત નિશાના, અમર સુરસનિરપદ,
હસ પખાબિન હસ ઉડત જહાં, ઉલટરૂપ સુખકંદરે; કોઇ૦
નરતનુ પાય ગ્રૂરૂ નરહરિકો પિયો ચરણુ મકરદ,
ગપન તખતપેં ગ્રૂરૂ નિરખકર, કહ્યો નગીનકો ફંદરે; કોઇ૦

---




### પદ ૬. દોહરા.

શિશુને કાં નથી પાળતા, દીન તણા પ્રતિપાલ;
સદય હૃદય કરુણા ન કાં, ઉપજે હજી દયાલ.
અણિ ઉપર પ્રભુ આપશો, સહાય હતી એ આશ;
પણ હજી ચિન્હ ન ભાળીને, નહિ થતો વિશ્વાસ.
અધિન રહીએ આપની, ઇચ્છાને સઉ કાળ;
આમ ઇચ્છા કો ક્ષણ શું ના. જેવી ઘટતી કૃપાળ.
નયનાશ્રુને નિરખવા, સમર્થને ન ઉચિત;
ગમ્યું આપને એમ તો, હું પણ ગણું મુજ હિત.

---



## સ્ફુટ છંદો.

### પદ ૭. દોહરા.

અભાવ જ્યાં સહુ વિષયનો, તો પણ સુખ અત્યંત;
આહા એને ભોગવે, કોઇક વિરલા સંત.

પુણ્ય દાન તપ કોટિધા, કરવે એ નવ લેહ;
તો કહો એ આનંદનું, મૂલ્ય કવિ કો કેહ.
અમૂલ્ય એ આનંદનું દાન કરે જન જેહ;
સ્પર્શ મણિ (એ) જગમાં બીજા,–પા'ણુ નહિ સંદેહ.
ચાર ધામ ચોસઠ તીરથ જો છે ગુરૂ પદ માંહ્ય,
તો કાશી જાવા થકી, કહો અધિક શું થાય.

### સોરઠો.

એ ત્યાં ભિન્ન જણાય, ભિન્ન વિષે સુખ ક્યાં થકી;
એક સદા રહે જ્યાંય, દ્વેષ કરે કો ઉપરે.

---

### ચામર વૃત.

કામ ક્રોધના જિત્યા, અજીત નામ વ્યર્થ છે:
તોય સત્યના ગ્રહ્યા, ગ્રહ્યા શું અન્ય અર્થ છે.
સદ્દગુરૂ ન સેવીયા, શ્રીમંત સેવીયા વૃથા;
ત્યાગ છે વિરાગ વિણ, કલેશદાયી સર્વથા.

---

બોલીએ યદા તદા ગુરૂ ગુરૂશ્રી બોલીએ,
નાહિ તો વૃથા વદો ન નર્કદ્વાર ખોલીએ.
ચિંતીએ કદી સ્વરૂપ શુદ્ધ તોજ ચિંતીએ.
અન્ય ચિંતી ડુબવું ખરે વૃથા ભવાબ્ધિએ.

---

## શિખરિણી.

ભવાબ્ધિ મધ્યે છો, પ્રણુત જન ત્રાતા પ્રભુ તમે;
લહી એવું વૃત્તિ, સતત ગુરૂ પાદાંબુજ રમે.
અનિષ્ટે વા ઇષ્ટે, સમચિત્ત રહે ના કદી ભ્રમે.
કૃપાથી એ આપો, સુખદ વર આવા શુભ સમે;

---

વિનાશી આ વિશ્વે, સતત દૃઢ થાતી પ્રભુ પ્રીતિ,
અવિનાશી સ્વામી, તમ પદ ન થાતી ક્ષણુ સ્થિતિ.
બધું ગાળ્યુ આયું, ગ્રહી વિવિધ ત્રિધિની અનીતિ,
કૃપા ભાવે આણો, પ્રભુ ઝટ હવે સંસ્રુતિ ઇતિ;

---

પદાર્થો આ સર્વે, ચલિત લહી ના સ્નેહ ધરવો,
અવિનાશી એવી, પદ પ્રતિ સદા પ્રેમ કરવો;
સજી દૈવી શસ્ત્રો શુભ ગુણુ તણો કોષ ભરવો,
ભવાબ્ધિ આ સાચે, ભગિરથ પ્રયત્નેજ તરવો.

---

ગુરૂ પાદાંબુજે, સકલ મન પ્રીતિ સ્થિર કરી,
દ્દઢ સ્થિતિ રાખે, જગતણી વિપત્તિથી ન ડરી;
અહં વૃત્તિ ગાળી, નિજ થકી જુદા ના લહી હરિ,
રહે કો પુણ્યાત્મા વિકટ ભવમાં આ વિધિ મરી;

---

## જીવને સદુપદેશ.

પદ ૮ રાગ સીતાના મહિનાના.

પ્રિય વીર કરી ચિત્ત સ્થિર આ વચન વિચારજો,
પછી યોગ્ય જણાયે તો બોધ, હૃદયમાં ધારજો
કર્મઆધીન જીવ જગમાંહિ, સકળ આ જન્મતા,
સુખદુઃખ પામે સંસાર, જેવી કર્મયોગ્યતા.
નિજ નિજ કર્મને અનુસાર, સગાં સબંધી મળ્યાં,
મિત્ર સુહૃદ સ્નેહી સમાજ, મમત્વે આવી ભળ્યાં.
ઉચ્ચ કર્મપ્રભાવે કોઇ, દીસે રાજ્ય ગાદીએ,
દુષ્ટ કર્મયોગે કો પીડિત, અનંત ઉપાધિએ.
કોઇ શ્રીમંત કોઇ રંક, કો પંડિત દેખીએ,
કોઇ મૂર્ખ, કો પાપી કુટિલ, સાધુ કોઇ લેખીએ.
કોઇ પુત્રકલત્રથી યુક્ત, ગૃહસ્થ પ્રસિદ્ધ છે,
કોઇ એ છાંડી સકલ ઘરસૂત્ર, વને વાસ કીધ છે.
એમ અગણિત સ્થિતિમાં જીવ, સકલ આ દીસતા,

એમાં દોષ ન કોનો લગાર, સખે ! ઉર માનતા
કીધાં સત્કર્મ જો નથી લેશ, તો સુખ ક્યાંથી મળે,
દુઃખ તેને શું થાશે પ્રાપ્ત, હરિભક્તિ જે રળે.
પ્રિય મિત્ર વિયોગ સંયોગ, ન કોઇના હાથમાં,
ભાવી વસ્તુ સહજ થાયે વીર, સંશય ના એ વાતમાં.
ધાર્યું જીવનું કદી થતું હોય, તો સુખ સર્વ સંઘરે,
બની મસ્ત પછી જગમાંહિ, હરિને શાને સ્મરે.
જીવ ઇચ્છા સકલ પરિપૂર્ણ, આ વિશ્વે થતી નથી,
એવો ઇશ્વરી નિયમ અનુપ, પ્રકટતા સાધુ કથી.
થાયે જે જે સમય જે જે પ્રાપ્ત, પ્રભુની ઇચ્છાથકી,
એમાં માનો સદા આનંદ, વૃથા વેણુ ના બકી
કર્મવિવશ પડ્યા જીવ અત્ર, સ્વતંત્ર ન જાણવા,
માયા જાળથી બાંધ્યા સર્વ, પરાધીન માનવા.
કોઇ વિરલ મહા ધીરવીર, હરિની કૃપાથકી,
તોડી પટકી આ માયાજાળ, સ્વતંત્ર થતા નકી.
માટે વીર થવા સુખી સદા, હરિશરણે જવું,
જેથી વિકટ આ વિશ્વે ન થાય, ફરી પાછું જન્મવું.
શીદ કરવો વૃથા શોક મિત્ર, જગત્ આ અસત્ય છે,
સ્વપ્ને જેમ થવું રાય રંક, અંતે એવી ગત્ય છે.
મોહ ઉપજી સકલ આ પદાર્થ, જીવને સત્ય ભાસતા,
તેથી વિધવિધ ભાતિના કલેશ અનુભવ આવતા.
ભાઇ પ્રીતિ એ દુઃખનું મૂળ, જગતમાં જાણજો,

રાગે ફરી ફરી જન્મ ને મરણુ, અંતરમા આણુજો.
દુઃખ ટળવા વિણુવિરાગ, ઉપાય ન અન્ય છે,
જેના ઉરમાં યથાર્થ વિરાગ, જન્મ તેનો ધન્ય છે.
સર્વ વિષયમાં આણી વિરાગ, હરિમાં પ્રીતિ ધરે,
તેનો સાર્થક જન્મ ગણુાય, વિકટ ભવ તે તરે.

* * *

સુખ દુઃખમા સદા સતોષ; ધરી દિન ગાળવા,
સુખે મત્ત, દુ.ખે થઇ વ્યગ્ર, હરિ ન વિસારવા.
સુખદુ.ખ ન વાસ્તવે સત્ય, અવિચાર ભ્રાંતિ છે,
હરિવિણુ જે જે છે તે અસત્ય, વિચારે તો શાંતિ છે.
વળી વળી કહું પ્રિય વીર ! દુઃખદ મોહદષ્ટિ છે,
જેનો સગ કર્યે દુઃખી દીન, જુઓ સર્વ વ્યષ્ટિ છે.
દશ્ય વિષયથી ટાળી મોહ, અકામ થવું સદા,
જેથી ઉપજી પરમ આનંદ, જશે સઉ આપદા.
જાણી મિથ્યા સકળ જજાળ, પ્રભુપદ પ્રીતિ ધરો,
ભક્તિ સાધી સહજ પ્રિય વીર ! ભવાબ્ધિ વિકટ તરો.

* * *

# શ્રી ઇષ્ટકૃપા મેળવવા સુબોધ

પદ ૯. ( દીન દયાળ દેતો ત્યારે. એ લય. )

પ્રભુકૃપા મેળવવા મન તું, તત્પર જલદી થાજે,
ઇષ્ટ નામના જાપમાં તુ, જોડાઇ જલદી જાજે;
એવી વાણી વદીશ ન જેથી, કોઇનું અંતર દાઝે,
સારી વાણી વદી સવેળા, સારૂ સારૂં સહાજે,
ન જોવાનું જોઇશ નહિ તું, જોજે જ્યાં પ્રભુ રાજે;
પ્રેમમય દષ્ટિ કરી સહુને, પ્રેમામૃત પી પાજે,
ક્રોધ કોઇ પ્રતિ કરીશ ન કદીએ, શાંતિરૂપી ફળ ખાજે;
મોહ માયા મમતા ત્યજીને આ, મારૂ તારૂ ના ગાજે,
અભય હૃદય કરવાને માટે, ભયહર પ્રભુને ચ્હાજે.
અશાંતિના ઉદ્ગાર ન કાઢીશ શાંતિમા સોહાજે,
ક્ષણિક સુખ મેળવવા ના મથ, (પણ) જાજે પ્રભુ સુખ ઝાઝે.
ઉપેન્દ્ર પ્રભુ કરુણા મેળવવા, ઉપેન્દ્ર પ્રભુ પદે ધાજે.

---

## ષડ્રિપુથી રક્ષણ કરવા શ્રી સદ્ગુરુ પ્રતિ વિજ્ઞપ્તિ.

૧૬ ૧૧. ( મારા સગી થજો, મારા સાથી હજો એ લય.

મારા વહાલા પ્રભુ ? તમને શીશી કહુ, મુજ દીલડાની વેદના.
શાંતિ ક્યાં જઇ લહું, ભયને શીરીતે દહું, કરો કંઇ અંતર પ્રેરણા.
રિપુદળ બળ વ્યાપી રહ્યું, દુઃખ સહ્યું નહિ જાયજી,
નિરાધાર આ ભવરણે, કોણ ગ્રહણ કરે મુજ બાંહ્ય;--
કામ ક્રોધને લોભ આ, મદ મત્સર દે મારજી,
મોહપાશથી બાંધીને, મુજ પર વાપરે હથીયાર,—
અગણિત પટ દુષ્કર્મનાં, મુજ દીલમાં રહે ભરાઇજી,
અલ્પ સમુ મુજ સત્વબલ, એક પળમાં જાય વિલાઇ,--
મનને તો ઘણું એ કહું, ત્યજ સઘળી જંજાળજી,
પણ મારૂ માને નહિ, થાતુ ભોગ કાલકરાલ—
જ્ઞાન ઘણું આપો પ્રભો, પણ મુજ હૃદય કુપાત્રજી,
શિક્ષા અતિ આપ્યા છતાં, ધરતું કર્ણ ન તિલમાત્ર;—
અકળામણ આ દાસની, દીલમાં લહી લગારજી,
નિરાધાર આધાર છો, મુજને આપજો આધાર;—
ખારા જલ મધ્યે પ્રભુ, મીઠી પહેરી આપજી,
ઉપેન્દ્ર કરુણા આણીને, શિશુને તારજો માબાપ;—

—૦:—

## साधकनी सद्गुरु प्रति प्रार्थना.

પદ ૧૨. કાફી ( આ મનમર્કટને મારો રે—એ લય. )

એ વ્હારે વ્હેલા આવો રે, ગોવિંદ તમે ગરૂડે ચડી,
શત્રુએ ગઢ ઘેર્યો રે, વ્હાલા હું તો થાકયો લડી.
પ્રથમ તો મને છળ કરી વ્હાયો, મોહ મદિરા ખુબ પાઇ,
ધીરે ધીરે મારૂં તનમન હરીયું, બાકી રહ્યું નથી કાંઇ,
ફંદમાં ફસાવી રે, મારે ગળે લાવ્યા સાંકડી;—એ વ્હારે૦
મારી સાથે મૈત્રી બાંધી, મનમાં રાખ્યું વેર,
ભાતભાતનાં ભોજન પીરસ્યાં, પણ માંહી ભેળેલું ઝેર,
મેં મૂર્ખાએ ખાધું રે, પાછળથી મને ખબરો પડી;—એ વ્હારે૦
ગર્જના કરી હું ગાજી ઉઠયો, જાણ્યું થશે મુજ જીત,
(પણ) નસે નસે વિષ વ્યાપી ગયું અને, નવ રહ્યું કાંઇ વિત્ત,
પાપી તો પહોંચેલા રે, સર્વેએ મને બાંધ્યો જકડી;—એ વ્હારે૦
કોણ છે મારા શત્રુ એવા, શાં છે એમનાં નામ,
આપને કંઇ એ નથી અજાણ્યું, સઘળું જાણો છો સ્વામ,
મારૂં કોણ બેલી રે, ઉગારે મને આણી ઘડી;—એ વ્હારે૦
જેને જેને મારાં માની, માગ્યું સહાય હે નાથ,
છે એ સઉ શત્રુના પક્ષના, હેઠા પડયા મુજ હાથ,

ગેબી ધાથી મારે રે, હારીને હવે મીંચુ આંખડી,—એ વ્હારે૦
વિજયમાળ વા'લીના કંઠમાં, તેથી પામુ હું હાર,
ઓથે રહી મારૂં રક્ષણ કરવા, આપ ગ્રહો હથીયાર,
દયા દિલે લાવી રે, બુડતાની ઝાલો બાવડી—એ વ્હારે૦
અજામેળની નિજ સુત સ્મરતાં, આપે લીધી સંભાળ,
હું તો, તદ્દત આપને સ્મરતો, સાંભળો દીનદયાળ,
દાખલા કંઇ જોતાં રે, સુરતા આપ ચરણે જડી;—એ વ્હારે૦
ગજને તો એક ગ્રાહે ગ્રસેલો, તેનો સુણ્યો પોકાર,
અગણિત ગ્રાહે મને ગ્રસ્યો છે, કાં નથી કરતા વ્હાર,
જુઓને આ તો આવ્યુ રે, કીડીના ઉપર કટક ચડી;—એ વ્હારે૦
આપ તો કશુએ સાંભળો નહિ પણ, હવે નથી રહેતી ધીર,
શ્રદ્ધા મારી આ હચમચતી, વ્હેલા આવો રઘુવીર,
વજ્રતણો મારો રે, સહે શી રીતે ફુલ પાંખડી,—એ વ્હારે૦
શત્રુના સૈન્યની મધ્યમાં હુ તો, પડયો કરૂ પોકાર,
વરૂઓ મારૂ રુધિર પીવાને, થઇ રહ્યાં તૈયાર,
મોત આવ્યું મારૂ રે, થાકયો છુ હાવાં રડી આરડી;—એ૦
ગયો સમો ફરીથી નહિ આવે, ઉપેન્દ્ર દેવદયાળ,
જન્મોજન્મનું મહેણું રહેશે, સાહ્ય કરો તત્કાળ,
વખત વિચારો રે, પછીથી બાજી જશે બગડી,--એ૦ હારે૦

---



## सद्गुरुप्रार्थना.

પદ ૧૪. દીંડી.

નૃહરિનાથ જોડી હાથ પાય લાગુ,
ક્ષમા પાપતણી આપ પાસ માગું;
દયાનાથ દયા કરી મને ઉગારો,
ક્ષમાસિંધુ ક્ષમા કરી ભવાબ્ધિ તારો.
ન જાણું બોલી બોલ શુદ્ધ બાપ તારી,
ન જાણું વર્જ્ય કે અવર્જ્ય હુ ઉચ્ચારી.
બોલુ કાલું ઘેલું બાપ બાલ તારો,
કૃપાનાથ કૃપા કરી ભવાબ્ધિ તારો.
કહે બાળ સાનમાં જરૂર જેની,
પુરે આશ સમજી સાન બાપ તેની;
તેમ સાનમાં કહું દયાળુ નાથ,
પુરો આશ સમજી સાન પિતા માત;
નથી આશ મને દ્રવ્ય ધામ કેરી,
નથી આશ મોજ શોખની ઘણેરી;
ન હું પુત્ર પરિવાર સુખ માગું,

હૃદય શુદ્ધિ મુક્તિ અર્થ પાય લાગું;
શક્તિ નથી ન સાધનો સધાયે,
પ્રમાદીથી પુરૂષાર્થ શું કરાયે;
જડ મૂઢ હું થી જ્ઞાન શું પમાય,
કૃપા આશ પાગ વિના શુ રખાય;
નથી પાત્ર કે અપાત્ર આપ જોતા,
માત્ર બા'નું જોઇ પાપ સર્વ ધોતા,
તેથી હૃદયમહિ ધૈર્ય હું ધરૂં છુ,
હાથ જોડી નાથ સ્તુતિ ઉચ્ચરૂં છુ;
કહો બાપ શાથી રાજી તું થવાનો,
મોક્ષ માર્ગ દાખવે મને જવાનો,
એકાદશેંદ્રિય જીતી પાર પામુ,
ષડરિ જીતી સ્વસ્વરૂપમાં વિરામુ;
આશા એટલી હૃદયમાં બાપ મારે,
પુરી પાડી આ ભવાબ્ધિથી ઉતારે.
મારો કે ઉગારો પણ ન છેડો છોડું,
પક્ષવે પડયું આ અટકણુ કાણું ઘોડું.



## વિજ્ઞપ્તિ.

### પદ ૧૫. પ્રભાત.

શરણુ આવ્યો પ્રભુ આપના ચરણુમાં,
અધમ આ દાસ વિશ્વાસ આણી.
અશરણુ શરણુ ને અધમ ઉદ્ધારણુ,
બીરદ પાળો શુણી દીન વાણી;
દોષના કોષ તો દાસમાં છે ભર્યા,
પતિત ને મૂઢ છું પૂર્ણ પાપી.

સર્વ એ આપ સર્વજ્ઞ પ્રભુ જાણીને,
વિમુખ કરશો નહિ વિશ્વવ્યાપી.
પતિત ને પાપીનુ હૃદય મેલું ઘણુ,
દોષના કોષ દુર્ગંધીવાળા.

મેલ એ ટાળીને દુર્ગંધી બાળીને,
હૃદયશુદ્ધિ કરો હે દયાળા;
મૂઢ અજ્ઞાન બળહીન બહુ દીન વળી,
છું પ્રમાદી હું દીન નાથ ભારી.
તેથી પુરૂષાર્થની આશ રાખ્યા વિના,

આપ ઉઠી પ્રભુ લો ઉગારી;
માહરા ધર્મ પ્રભુ હું નથી પાળતો,
ચાલતો ચાલ કુચાલ વાટે.
ઠોકરો ખાઉં પણ જાઉં ફરી તે સ્થળે,
દુઃખ પામું બહુ શુખ સાટે;
અંધ અજ્ઞાન જડ બાળને નિજ પિતા,
કરી કૃપા બોધ આપી સુધારે;
તેમ હું બાળ અજ્ઞાન ને અંધ છું,
નૃસિંહ પ્રભુ રક્ષવા ધાઓ વ્હારે.

---

# પ્રભુમાં અચલ વિશ્વાસ રાખનાર સાધકના નિશ્ચય

પદ ૧૬.(મોહન તારી માળા રે, આઠે પહોરે મૂકું નહિ—એ લય.)

પ્રભુ જેમ રાખે રે તેમ મારે રહેવું છે,
સદા સુખદુઃખને રે સારૂં સારૂં કહેવું છે.
પ્રભુ મારા છે સાચા સહાયક, ખરો મને વિશ્વાસ,
જે જોઇએ તે આપે મુજને, નિશદિન પૂરે આશ.
સમાન વૃત્તિ રાખી રે, નિર્ભય મારે ફરવુ છે. પ્રભુ જેમ૦ ૧

ધનધામ ને લૌકિક સુખની, નથી મારે દરકાર,
જે વખતે જે પ્રભુ આપશે, કરીશ અંગીકાર,
ફાંફાં મારવાં છોડી રે, ગુરુપદે જાવું છે. પ્રભુ જેમ૦ ૨

છોને ભયંકર કાળ આવતો, કરતો હાહાકાર,
ભલે રુધિરની નીકો વહે ને, થાયે મારામાર,
ગુરુ જેમ બોધે રે, તેમ મારે કરવું છે. પ્રભુ જેમ૦ ૩

મારા નેતા શ્રીહરિ છે, દુઃખ સકળ જે કાપે,
માન પ્રતિષ્ઠા દ્રવ્ય અને, વળી જે જોઇએ તે આપે,
ગુરુપદ કમળે રે, મારે સદા ઠરવું છે. પ્રભુ જેમ૦ ૪

કૃપા કરીને સુખાસાધક આ, મુજને આપ્યું યન્ત્ર,

સર્વ સ્થળે મારૂં રક્ષણ કરવા, બોધ્યો મુજને મન્ત્ર,
રાખી વૃત્તિ તેમાં રે, ભવસાગરથી તરવું છે. પ્રભુ જેમ૦ ૫

ગુરુકૃપાનો બદલો વાળવા, નથી એક પણ ચીજ,
ગુરુજ્ઞાનના પ્રકાશઆગળ, લજાઇ જાયે વીજ,
કેડ કસીને મારે રે, સાધન સાધી લેવું છે. પ્રભુ જેમ૦ ૬

સબળ ગુરુનો આશ્રય લઇને, થયો પૂરો હું ધીર,
ગુરુગમથી ચાલીશ હું તો, તોડીશ ભવ જંજીર,
નૃહરિ ઉપેન્દ્ર પદમાં રે, સત્વર મારે શમવું છે. પ્રભુ જેમ૦ ૭



## સત્પ્રયત્ન ન કરનાર જીવને ઉપાલંભ

પદ ૧૭. ( નહિ ચીજ કાંઇ ગળી ગરજ સમ, એ લય. )

નહિ કમાણી કરી જન્મ ધરી નહિ કમાણી કરી,
અહં ઇદં ત્વં શી છે વસ્તુ, વિચાર તું ફરીફરી;
ખોટા ધંધા દે તું છોડી, સમજણ રાખી ખરી.—

સાવધ રહી જગમાં તારે, ભૂલ ન કરવી જરી,
એળે જાયે આયુષ તારૂં, જોશે ના કદી હરિ.—
સદા સત્યને સંભાળીને, ભય ચિંતા દે હરી,
મન વચ દેહે પવિત્ર થઇને પગલું દે ભરીભરી.—
સાધી લે તું શુભ કર્મોને, પ્રભુચરણમાં સરી,
આરાધનથી તન્મય થા તું, કરી ક્રિયા રસભરી.—
ગુરૂશરણને પામ્યો તું છે શાને જાયે ડરી,
મિથ્યા મમતા છોડી દેવા, કહુ તને કરગરી.—
કુળવિદ્યા ગુણ ને યૌવનપર કદી ન મેલીશ છરી
ત્રિવિધ ઉન્નતિ હોંસે કરીને, ભવસાગર જા તરી;—
જડદુઃખ અનાત્મ વસ્તુ છોડી, અસત્ય દે પરહરી,
સતવત્ આનદ પ્રભુચરણને, રહેવું સત્વર વરી;—
સર્વ સુખાસ્પદ હરિશરણમાં અખડ રહેવું ઠરી,
નરહરિ અનુગ્રહ પામી અંતે, થઇ રહેવું નરહરિ;—

---

# हृदय पधारवा इष्टने विज्ञप्ति

## પદ ૧૮.

પ્રભુ હ્રુદયમાંહિ પધારજો, આ શિશુને મન ભાવજો,
વૃત્તિ નિશદિન ઝખતી, આપ દર્શને વિભુ તલપતી;
વિણુ આપ ક્યાંહિ ન ખતથી, થાય નિશ્ચય પ્રમાણુ જો. પ્રભુ૦
સત્વર સુખ સગાથમાં, રહીએ હવે અમે આપના,
આપ વિભુના સાથમાં, ભળીએ પૃથા એ દાખજો; પ્રભુ૦
ક્ષણુક્ષણુ પ્રભુ સભારવા, ના ગમે કોઇ વારતા,
ષડ રિપુને અતિ મારતા, રૂપ આપ સદા દેખાડજો; પ્રભુ૦
અર્પ્યું સઉ આપ ઇશને, નવ જણુાએ કો દિશને,
તેથી પતાવી રોસને, આ શિશુ ભવથકી તારજો; પ્રભુ૦
અંકે હવે સત્વર લઇ, અભયતા અતિ અમને દઇ,
પ્રતિદિન અતરમાં વહી, ભય તાપ સર્વે કાપજો; પ્રભુ૦

# मनना हर्षोद्गार.

## પદ ૧૯.

મને આજે અંતરે અતિ સર્વે ગમતું,
હું તો આજે પ્રભુ નિર્ભય એક રમતું;
ત્રિવિધ વિષય જોવા મુજને ના ગમે,
વૃત્તિ મારી દુરિત સ્થળે કો ના ભ્રમે.
ષડરિપુ જોઇ હાવે ના એ દદરતું; મને૦

વિવિધ શબ્દો શ્રવણ કરવાને આજે.
દિવ્ય સ્વરૂપો દૂર જોવા કાજે,
વ્યર્થ મનડું કદી ના ભ્રમતું, મને૦

ભલે ક્રોધ કોઇ મુજ ઉપર કરતા
ભલે મુજ પ્રતિ અંતર દ્વેશથી બળતા,
તોએ મન પુષ્પના આ શાંતિ વૃક્ષથી ખરતું. મને૦

ઉગ્ર સ્વરૂપને ભલે કો પ્રકટાવે
તેથી શું આ નૃહરિ શિશુને ભડકાવે.
મુજ શાંતિ મુજ પાસેથી અન્ય કો ન વરતું. મને૦

## क्रोध त्यजवा सुबोध.

પદ ૨૦. ધનાશ્રી.

સત્વર ક્રોધ ત્યજજો આ બધુ સત્વર ક્રોધ તજજો,
અણગમતા પ્રસંગો આવે, રીસથી ન તોય વદજો—
હાનિઓ એથી ઉપજે છે ઘણી વિચારો તેથી ડરજો—
શાંતિ સુધાને ઉર પ્રકટાવી ક્રોધનું વિષ હરજો—
ક્રોધ રિપુનો નાશ કરીને, ક્ષમાને ઉર ધરજો—
આપત્તિ વેળા શાંતિ ધારી, સત્વગુણ પ્રકટાવજો—



## હોરી.

પદ ૨૧.

ભજ સામ્બ સદાશિવ ભાવે, ફરી અવસર નહિ આવે.
પ્રેમ ધરીને પૂજન કર તું વેદ પુરાણ કહાવે;
રાખી જે અદ્વૈત રૂપ દિલમાં શિવ શક્તિ સોહાવે.
મર્મ મહાજન જે પાવે—ભજ સામ્બ સદાશિવ ભાવે,
જીવન રૂપે આદ્ય શક્તિ છો શાસ્ત્ર સર્વ સમજાવે;
શિવ શક્તિનો અભેદ જાણી જન સત્ સુખને પાવે,
દયાળુ દિલ એ લાવે—ભજ સામ્બ સદાશિવ ભાવે.

॥ ॐ ॥

# કાવ્ય જ્ઞાનરશ્મિ.

## રશ્મિ ૧૩.

### भक्ति रसमां भींजातुं मनपंखी.

પદ ૧. ( ભુલે ભલભલા ભુલે રે. એ લય. )

ઝૂલે રસ ભરી ઝૂલે રે,
વાદળી ગગન મંડલે ઝૂલે. (૨).
જગત્ ઘનઘોર દિશામાં ડૂલે. ઝૂલે૦

ઘનગર્જનામાં મધુરા શબ્દે, કરે મયુર ટૌકાર,
ચાતક મનડું થનથન નાચે, હૈયે હરખ અપાર; ઝૂલે૦

મન-પંખીડું ઉડી આકાશે, વાદળ જળમાં નહાય,
ગ્રીષ્મતણા તડકે ત્રાસેલું, રસબસ રસેભીંજાય; ઝૂલે૦

અહા વાદળી, હૃદય ગગનમાં, જીવન જગત ભણાય,
મન પંખીડુ પ્રેમ આશ્રમાં, ભક્તિ રસે ભીંજાય; ઝૂલે૦




પદ ૨. ( એ—રજનિ શરદની રળીયામણી. એ લય. )

એ......શ્રદ્ધા લતા સુખદાયીની રે.
અહા ! ખીલી અમારા ઉરમાં;
અપૂર્વ અહા ! ખીલી અમારા ઉરમાં.
એ......વિલાતાં દ્રષ્ટિ અજ્ઞાનની રે,
ઝીલુ સચ્ચિદ્રતિ સાગર પૂરમાં;
અમો તો ઝીલુ સચ્ચિદ્રતિ સાગર પૂરમાં; એ...શ્રદ્ધા૦
એ......વધે જીવન વેલી ચોપાસ, (૨)
હૃદય વિલસે ને પામે ઉલ્લાસ, (૨)
જીવન પુષ્પ દે સુવાસ. (૨)
ખીલી અમારા ઉરમાં,
અપૂર્વ અહા ! ખીલી અમારા ઉરમાં; એ...શ્રદ્ધા૦
શ્રદ્ધા કલ્પલતા તણાં, સુખડાં કથ્યાં ન જાય,
અનુભવી સાધક શૂર કો અંતરમાં હરખાય; એ...શ્રદ્ધા૦

## જીવન પ્રભાત.

પદ ૩. (એ આવ્યું આ વધામણીનું ટાણું રે, એ લય.)

એ...જાગીજો પ્રભાતના અજવાળાં રે,
આ પ્રભાતનાં અજવાળાં રે,
( જાણે ) સોનાની રજથી જલ સ્થલ સકલ ઉજાળ્યાં,એ...જાગી.
સરોવર તરૂવર, ગિરિવર ગહ્‌વર,
નદી, નદ, ખીણુ અને ઉદ્યાન સાગર;
નભમાં છવાય જોને, કેવી આ ગૃહમાલા રે,
જો કેવી આ ગૃહમાલા રે. સોનાની૦
ભક્તને ભક્તિ દે, દાતાને શક્તિ દે,
બાહુબલ શૂરને દે, સતિને સતિત્વ રે;
જૂને દઇ રસ કસ રક્ષે, ભારતના હરિયાળા રે.
આ ભારતના હરિયાળા રે. સોનાની૦

## શ્રી ઇષ્ટ શરણાગત વૃત્તિના ઉદ્‌ગાર.

પદ ૪. ( મેં તો દરદી દીવાની, એ રાગ સહજ ફેર સાથે. )

સાચાં શરણાગતોનાં,
વિરા સુખડાં ન જાણે બીજાં કોઇ રે સાચાં શરણાગતોનાં.
  સુખીયાનાં સુખ સુખીયા જાણે,
  પરણ્યાનાં સુખ પરણ્યા માણે.
સુખ શું જાણે બીજા કોઇ રે; સાચાં શરણાગતોનાં.
  સાગરનાં જળ સાગરમાંહે,
  મારે ઉછાળા કે પછડાયે,
રસ શું જાણે બીજાં કોઇ રે; સાચાં શરણાગતોનાં.
  ઉર્ધ્વ ઉડી કે અધઃ પડીને,
  મેઘ માલિની વિજય ગ્રહી લે.
વિજય શું જાણે બીજા કોઇ રે, સાચાં શરણાગતોનાં.
  નીચેથી જે ના બધાર્યાં,
  ઉપરથી પણ ના સધાર્યાં.
  પરિ પ્રગતિમાં જે હરખાયાં,
જીવન શું જાણે બીજા કોઇ રે; સાચાં શરણાગતોનાં.
  સાચાં શરણાં, તેમણે સાધ્યાં,
  (શ્રી) ઉપેન્દ્ર પ્રભુ સ્વસ્વરૂપ લાધ્યાં,
સ્વત્વ શું જાણે બીજા કોઇ રે. સાચાં શરણાગતોનાં.

---

## સમય થયો છે.

પદ ૫. ( લાવણી મીશ્રિત હરિગીત. એ લય. )

સમય થયો છે, સમય થયો છે, સુવિચાર વાણી, વર્તન કાજ.
સમય થયો છે, જીવન વહેવા; પરિપ્રગતિમાં આ ક્ષણુ આજ.
સમય થયો છે, મળવાનો આરોગ્ય અને વૈભવના સાજ,
સમય થયો છે, કટિ કસીને વીર, પ્રયત્ન કરવા આ ક્ષણુ આજ.

પ્રેમામૃતે ભીની આંખડીથી ચર અચર જોજો સદા,
ને પ્રસન્ન વદને બોલજો મીઠડાં મૃદુ વચનો તદા;
ઉત્સાહ આશા સૂર્યનાં કિરણો અધિક વિકસાવજો,
ને વિજય પદ ગૃહી વીર, સહુને વિજયથીજ હસાવજો.

સમય થયો છે, સુહૃદ થઇને કર ગૃહી આગળ થાવાનો,
સમય થયો છે, સકળ સ્થલોમાં, સુખની લ્હાણી લા'વાનો,
સમય થયો છે, ( જીવન )બી બોવાનો, સમય થયો છે ઉગવાનો,
સમય થયો છે, જીવન પુલડાં, દશ દિશમાં પીમળવાનો.

જાગ્રત થઇ, સાવધ રહી, મન વાણી પ્રભુમાં વાળજો,
પ્રભુની પ્રભુતા પામીને, તે જગત્માં રે'વડાવજો,
ને જીવનરસથી અમર વાડી, જગતમાંહિ ખીલાવજો
ને અમરફલ ખાવા અહિં સૌ દેવને બોલાવજો.

સમય થયો છે, સમય થયો છે, અમૃત ફ્લને લણુવાનો,
સમય થયો છે, પ્રફુલ્લ થઇને રસ–રૂપ સુગંધ ધરવાનો;
સમય થયો છે, વિશુદ્ધિ સાધી, મન વચ કરણી કરવાનો.
સમય થયો છે સુખ રૂપતાની શશિ રવિ જ્યોત ઝળકાવાનો;

## શ્રી ઇષ્ટ સકલ સુખપ્રદ છે.

પદ ૬. ( મેમાન થયાં તમે મારાં, એ લય. )

પાપકર્મથી કોણ ઉગારે, એક ઇષ્ટ અંતર્યામી;
મને સુખ સકલ કો આપે, એક ઇષ્ટ અંતર્યામી.

ભવ સમુદ્ર ભરીયો ભારી,
માંહિ કામ ક્રોધ રૂપ વારી;
નહિ તરવાની કંઇ બારી,
કોણ ઉતારે પાર સામી, એક ઇષ્ટ અંતર્યામી.

જે સ્મરણ કરશે હરિનું,
તેને નાવજ મળશે પ્રભુનુ,
તે તરસે વારી ભવનું,
નહિ તો રહેશે બહુ ખામી, એક ઇષ્ટ અંતર્યામી;

જે ધ્યાન પ્રભુનુ ધરશે,
પરવા કોઇની નવ કરશે;
તેને મોંનુ માગ્યું મળશે,
તે રહેશે પ્રભુને પામી, એક ઇષ્ટ અંતર્યામી.

જે દોષ પોતાના સુધારી,
રહેતો સદ્ગુણ વધારી;
તે તરશે આ ભવવારી,
સાધુ થાશે ગરૂડગામી, એક ઇષ્ટ અંતર્યામી.

જે ધ્યાન પ્રભુનું ધરે છે,
તેનામાં પ્રભુ નિત્ય રહે છે,
તે આખર પ્રભુ બને છે,
થઇ રહે છે અંતર્યામી, પરમેષ્ટ અંતર્યામી.

---



## पुरुषार्थ साधवा प्रोत्साहक हितवचन.

પદ ૭ ( લીલા શી વર્ણવું છે ગતિ ન્યારી, વહાલા તારી, એ લય. )

ઉઠો વીર ! સાધો સુખદ કાર્ય મોડું છે કર્યા થયું, ?
રચ્યો છે સંસાર સાગર, ડુબવા કે તરવા માટે.
તરવાનાં શાં શાં સાધન, પામ્યા તે વિચારો; મોડું૦

પામ્યા છે જીવન એ તે જીવવા કે મરવા માટે;
જીવવાનાં સાધન શોધો, રાખો કાં ઉધારો; મોકું૦
મળીયા જે હાથ પગ તે (શું) જોડીને બેસી રહેવા,
કરો પુરૂષાર્થ સાચો, અભયને લહેવા; મોકું૦
શરીર અને મસ્તિષ્ક કેરા, પુરે પુરા ધર્મ ખેડો.
ખીલવી મનના સઉ ધર્મો, સત્ ધર્મને સાધો; મોકું૦
ધર્મને પ્રાપ્ત થાતાં, સ્થુલ સૂક્ષ્મ કારણુ તનમા.
અર્થની સિદ્ધિ સાધી વિજય વધારો; મોકું૦
સ્થુલ સૂક્ષ્મ કારણુ કેરી, સકળ જે કામનાઓ,
કામસિદ્ધિથી આપ્ત કામમાં વિરામો; મોકું૦
ધર્મ અર્થ કામ સાધી, આપ્ત કામ પદને લાધી,
પુર્ણ પુરૂષોત્તમ રૂપે, વિજય વિસ્તારો; મોકું૦

---




પદ ૮. ( ઘરની શોભા છે ઘરવાળી, એ લય. )

ગુર્જર ગીરા અમર રસ પાઓ,
અજરામર તત્વનો દો લા'વો; ગુર્જર૦
પ્રગતિ અરૂણનાં નિર્મળ ઝરણાં દશદિશમાં રેલાવો,
ભાત ભાતની સુખ વેલડીએ, નવલાં કુસુમ સુહાવો.
કર્મ તથા જ્ઞાનેદ્રિય કેરી, વાડી વસત ખીલાવો;
બાહ્યાંતર મન કર્મ જ્ઞાનના, અમૃત સરે ઝીલાવો. ગુર્જર૦
સર્વોત્તમ આરોગ્ય તથા આયુષ પૂર્ણ પ્રકટાવો;
ધનપતિ કુબેર સમ થઇ વિશ્વે, વિજયધ્વજા ફરકાવો. ગુર્જર૦
ધર્મતણું બળ પામો અનુપમ, સિદ્ધ મનોરથ થાઓ;
આપ્તકામ થઇ સ્વરૂપ ઝળકથી, દશદિશમાં ઝળકાઓ. ગુર્જર૦
સ્વરૂપ સૂર્યનાં નૂતન કિરણે જીવન રસ રંગાઓ;
આનંદ આનંદ દશદિશ વ્યાપો, શાંતિ સુધાપય પાઓ. ગુર્જર૦

---



## દ્વૈત અદ્વૈત.

પદ ૯.

બે ઝરણાં નિર્મળ દૂરે,
ભેખડમાં હર્યાં ત્યાં ઝૂરે;
કંકર કાંટા ઉપર ફરતાં, ભાન વિનાના તે દોડે;
આખર મોટી પુન્ય સરિતમાં બન્ને તનને જોડે.
છૂટાં પ્રેમી વડે મળતાં,
ને એક બીજાથી ભળતાં,
જૂદાં જૂદાં જે આથડતાં, મળતાં કેવાં ભળતાં;
એકમેકથી રસબસ થઇને, રસ અદ્વૈતે ફળતાં.
રસ હું તું ને ભૂલાવે,
ને ભેદ સકળને ડૂલાવે,
આ જળ જુદું, તે જળ જુદું જુદાં હોતાં લાગે.
તત્વસરિતમાં ભેળા મળતાં, સૌબ્ય દાસ સૌ ભાગે;

## विवेक.

### પદ ૧૦. કવ્વાલિ.

સખાને સાંભળ્યું ઝાઝું, કહુને કારમું વાણું;
ભણે વિવેક જે ખોટો, નકામો પ્રેમનો ફોટો.
કહે વાદ્યંત્ર આ મોટા, ચહે ના માનવી ફોટા;
ગૃહે ને મહેલની માંહિ, રમે ના ચિત્ર શું ક્યાંહિ;
નકલ શું મૂળવિણ દીઠી, થનો વિવેક વિણ પ્રીતિ.
અલંકારો ગમે ના શુ,કદિ ગૃહ જ ગલે વાર્યું;
કવિના કાવ્યમાં દીઠા, અલંકારો લગીરે ના.
ભણે તુ જે થકી ખોટો, અલંકારી પ્રીતિજોટો;
ભૂષણ વિવેક પ્રેમીનું, દર્યું મન પ્રેમથી ભીનુ.
વસે વિવેક જ્યાં પ્રીતિ, વિના તે દંભી સૌ રીતિ;
ભણાવ્યું ભર્તૃ એ પ્યારૂ, નીતિમાં સુત્ર છે સારૂ.
વિના વિવેક ગંગાજી, પડ્યાં સ્વર્ગે થકી માજી;
ટક્યાં ના શિવને શીરે, પખાળી હિમગીરી નીર.
ભૂમિથી પણ અધઃ પેઠાં, વિવેકે ભ્રષ્ટ એ દીઠાં;
હૃદયને આત્મને પૂછો, ખરે શું એહ નથી ઉંચો;
ગણત્રી શાસ્ત્રમાં કીધી, દશમ વિવેક છે નિધિ.

---

## સંધ્યા સમયનો મુસાફર.

પદ. ૧૧. —અનુષ્ટુપ—

સાંજે જતા મુસાફરો, સ્વગૃહે અન્ય ગામથી;
જે કંઇ સાંભળતા તે, સમુ સાચે કશું નથી.
રસ્તે જે શાન્તિ ચોપાસે, તે મધ્યે વહતો જતો;
વાયુ ધ્વનિ કરે જે કો, કાને મધુર લાગતો.
દૂરના દેવળોમાંના, ઘટા ઢોલતણા ધ્વનિ;
મધૂરા કાનને લાગે, સ્ફુરે શાંતિ તને ઘણી.
પક્ષીઓ પોતાને સ્થાને, વળતાં રાત્રિ ગાળવા;
જે કઇ મુખથી બોલે, લાગતું શ્રમ ટાળવા.
ગોવાળો સ્વગૃહે જાતાં, ગાએ ઉચ્ચ સ્વરે તદા;
સ્મરાવે સુખ અર્પીને, "સંતોષે સુખ છે સદા."
ગાયો, ભેશો, તથા ઘેટાં, બકરાં આદિ ઢોરની;
વૃદ્ધ, નાનાં, યુવાનોની, રાડ તે મિષ્ટ લાગતી.
સર્વથી મધુરો લાગે, "**स्वागतं**" શબ્દ પ્યારનો;
મુસાફરી પૂરી થાતાં, જ્યારે ઘેર જતા જનો

---

## શ્રી ઇષ્ટ દર્શન પ્રાપ્ત વૃત્તિના ઉદ્ગાર.

પદ ૧૨. ( વાલમજી વહેલા વળજોરે, એ લય. )

નિજ નયને નરહરિ ન્યાળુ રે, નેહ ધરીને;
ભય ભ્રાંતિ ભેદ ન ભાળુ રે, નાથ વરીને.
ગિરિવર જેમ ગગન નિહાળે, સ્થિરતાથી તાપ સહીને;
ગુરૂવર ન્યાળુ દુઃખ દહીનેરે. નેહ૦
સરિતા જેમ સ્નેહ ધરીને, નિજ નાથ ઉદધિને મળતી;
મુજ મતિ ઇશે તેમ ગળતીરે નેહ૦
વેલી વૃક્ષે વિંટાતાં, આશ્રયથી પુષ્ટજ થાતી;
વૃત્તિ તેમ ઇષ્ટને સહાતીરે. નેહ૦
બીજક એકજ ફળ ઝાઝા, ઉપજાવે જેમ પ્રયત્ને;
રાચું તેવા પ્રભુ યત્નેરે. નેહ૦
પૃથ્વી, અપ, તેજ ને વાયુ થાતાં જેમ લીન આકાશે;
લીન થાઉં ઇશ પ્રકાશેરે. નેહ૦

# मन घन गर्जन.

પદ ૧૩ ( અજબ શી આ ઉપવનની બહાર, એ લય. )

અહા શું મન ઘન ગર્જન થાય,
સકળ ઇંદ્રિય સ્થળમાંહિ છવાય,—
શ્યામતા જોઇ ઘનસ્યામની આજે, ભક્ત મયુર હરખાય.
ભક્તનું નર્તન થતાં એમાંથી, આર્દ્રત્વ અતિ ઉભરાય;
દિવ્ય સ્ફુરણ વિદ્યુત ઝળકારા, પળે પળેજ ભળાય.—
અમૃતધારાના સિંચનથી, અણુ અણુમાં ( આહા ) બળ રેલાય.
ત્રિતાપ આધિ વ્યાધિ ઉપાધિના, શૈત્યથી પળમાં વિલાય.—
શ્રદ્ધાની માલતી પુષ્ટ થઇને, પ્રીતિ તરૂને વિટળાય;—
ઘન ભેદ થઇ જોત જોતામાં, ચૈતન્ય ચંદ્ર દેખાય.—
ઇન્દુકર સ્પર્શથી આનંદે કુમુદની, હૃત્સરમા મલકાય,—
જવ ચક્રવાકનો સ્વર સદ્ય શુણુતા, નૃહરે સહસા વદાય.—

— ———



## વસંન્ત.

### પદ ૧૪.

ખીલ્યાં કમલ વસતે જગમાં,
દેહ વિષે ખીલ્યું નુર દગમાં;
કમલનયન સયોગ થતાં આ,
ચમત્કાર ભાસે શો જ્યાં ત્યાં;
નભમાં ચંદ્ર વસંત ઝીલે,
દેહ પ્રદેશે વદનજ ખીલે.
મીઠી લહરિ સમીરની વાયે,
શ્વાસ સુગંધિ અસર ભીંજાયે;
ભ્રમર કરે ગુંજાર વસતે,
પ્રીતિ તાર ધ્રુકે જન કહે.
વસન્તનું ગુણગાન કરંતી,
કોકીલ કર્ણ પ્રદેશ ભરતી;
પુષ્પવતી વેલી વીંટાતી,
(જોઇ) પુષ્પવતી વનિતા હરખાતી.
અંધ થયેલા ઉલુક દિસે છે,
પ્રેમાંધો દઢ બાથ ભીડે છે;
પિંડે ને બ્રહ્માંડે સુંસરી,
વસન્ત તારી પ્રભા શી પ્રસરી.

---

# પ્રેમ પ્રભાવ.

પદ ૧૫. ( મારો વહાલો આવ્યો વેશ ધારી. એ ઢબ. )

અહો ! પ્રેમનો પ્રભાવ શું હું પેખું
પશુ, પક્ષિ, જીવ, ખનિજ માંહિ દેખું !
મનુષ્ય વિવિધ માંહી માત્ર એક વ્યાપી,
પ્રેમ જ્યોતિ દુઃખ તમસ દેજે કાપી !
[1]સાહચર્ય–પ્રેમ સારસો બતાવે,
ચક્રવાક વ્યથા[2] પ્રેમની જણાવે !
ભ્રમર કમળ સ્પર્શથી અધિક ફુલાયે,
પુષ્પ ઝાકળનાં જળથી પુષ્ટ થાયે !
ફરી પ્રેમ તણી પ્રદક્ષિણા પોતે,
વેલી વૃક્ષ તણા આશ્રયને ગોતે !

---

૧. સારસ પક્ષીનું જોડું પરસ્પરથી વિખુટું પડતું નથી તેથી સાથે જ ફર્યા કરવાનો સાહચાર્ય–નિયમ કહેવાય છે.

૨. ચક્રવાક પક્ષીનું જોડું સાંજ પડયા પછી સામ સામે કિનારે એક બીજાના પ્રેમના દુઃખને જણાવતું પોકાર કર્યા કરે છે.

ખનિજ માંહિ ક્ષાર–અર્ક[1] મિશ્ર થાતાં,
વિવિધ ધાતુ આદિ પદાર્થો બંધાતા !
તત્વ મુખ્ય બે[2] રહીને હવા માંહી,
સર્વ સૃષ્ટિ તણું કરે પોષણુ આંહી !
સૂક્ષ્મ [3]તત્વ બે થકી બન્યું છે પાણી,
છે એ સર્વ તણા પ્રેમની એંધાણી !
પ્રેમ અંજનથી નેત્ર આ અંજાતાં,
બધે પ્રેમનાં પ્રતીક[4] પ્રતીત થાતાં ! !

---

૧. 'Alkali' અને 'Acid' નામનાં તીક્ષ્ણુ તત્વોનું જુદા જુદા સંજોગોમાં મિશ્રણુ થવાથી વિવિધ ખનિજ થાય છે એમ માનવામાં આવે છે.

૨. હવામાં 'Oxygen' અને 'Nitrogen' નામનાં બે અગત્યનાં તત્વો રહેલાં છે તેથી જીવન મળે છે એમ ગણાય છે.

૩. 'Oxygen' અને 'Hydrogen' એવી બે ગેસના અમુક પ્રમાણુના સંયોગથી પાણી બને છે એમ સિદ્ધ કરવામાં આવ્યું છે.

૪. ચિન્હો (પ્રેમનું અંજન જ્યારે આંખોમાં આંજવામાં આવે છે ત્યારે બધે પ્રેમનાં જ ચિન્હો દેખાય છે. )



## *महेशमहिमा.

પદ ૧૬ ( ભૂલે ભલા ભલા ભૂલેરે; એ રાગ. )

શમે પ્રભુ પદે શમે રે,
વૃત્તિઓ વિષય વિષે નવ ભમે. ( ૨ )
ભ્રમરવત્ પ્રભુપદ પદ્મે રમે— શમે૰

[1]મત્સ્યતણો અવતાર ધરી, ઉદધિને આપ્યુ-સ્થાન;
[2]પૃષ્ઠ ઉપર જગમંડલને લઇ, હર્યું અસુર અભિમાન- શમે૰

---

*'यस्यालीयत शल्क सीम्नि जलधिः पृष्ठ जग[illegible]ण्डलं,
दंष्ट्रायां धरणी, नखे दितिसुताधीशः, पदे रोदसी ।
क्रोधे क्षत्रगणः शरे दशमुखः, पाणै प्रलम्बासुरो,
ध्याने विश्वमसावधार्मिककुलं कस्मै चिदस्मै नमः ॥'

આ શ્લોક ઉપરથી સુચિત.

૧ મત્સ્યાવતાર. ૨ વરાહાવતાર.

[3]દંષ્ટ્રાપર ધરણીને ધારી, કીધા જગ ઉદ્ધાર;
દિતિસુતાધીશ[4]નખથી દારી, ભક્તની કીધી વ્હાર— શામ૦

વામનરૂપે ત્રણ પગલાંથી, પ્રકટાવ્યું આશ્ચર્ય;
[5]ક્રોધ સ્વરૂપે પરશુ પકડી, હણ્યા [6]સુક્ષત્રવર્ય— શામ૦

દશરથ ગ્રહમાં દેહ ધરી, [7]દશમુખના લીધા પ્રાણ;
ક્રુર કંસના કાલ બની, કહેવાયા કૃષ્ણ સુજાણ— શામ૦

યોગી યતિના હૃદયપ્રદેશે, 'તત્વ'રૂપે રહી સ્થિર;
નિરાકાર નિર્ગુણ કહેવાયા, અંતર અને બહિર— શામ૦

અંતરનો આનંદ અબ્ધિ અતિ, ભક્તિ થકી ઉભરાય;
મહેશ મહિમા આપ તણો શો! 'નેતિ' 'નેતિ' વદાય— શામ૦



---

૩ વરાહાવતાર. ૪ હિરણ્યકશિપુ. ૫ પરશુરામાવતાર.
૬ ઉત્તમ ક્ષત્રિયવીરો. ૭ રાવણ.

ॐ

# કાવ્ય જ્ઞાન રશ્મિ.

## રશ્મિ. ૧૪



### आत्मज्योतिनो अनुभव.

પદ ૧. ( લાગી લગની હૃદયમાં મારી. એ લય. )

ઉપેન્દ્ર પદ પર જાઉં હું વારી, વૃત્તિ મદ મસ્તીમાં હારી,
સુખ સરિતામાં સરી રમનારી, આનંદ તરગ ઉછળે ભારી;
સુખ અનુભવ સઉ વીણી ગ્રહતી, પર અનુભવને સદા વિસરતી;
એ ઉન્નતિના ક્રમથી ચઢતી, પીતી પાતી અમૃતવારી;—
બાલ યુવક છું, સતોષી છું, દેવદત્ત છું યોગી [1]પીન છું.
વળી અજ્ઞાની ક્રોધી હું છું, વિષ વિષ સન્મયીબની વહેનારી;—
જનમ્યા પૂર્વે હું નહિ, નહિ હું,–મરણ પછી પણ અનતકાલે,
આંહિનહિ તહિનહિ, આ નહિ તેનહિ,પર અનુભવનિજનહિલેનારી,-
જાગ્રત સ્વપ્ને પદાર્થ ઝાઝા, સુષુપ્તિ અંતે અનુભવી તાજા,

---

[1] જાડો.

જ્ઞાતા જ્ઞાતે કે સંદિગ્ધે, વિશ્વમાત્ર મય નિજ જોનારી;—
કો હું, આ શું, શા માટે સઉ, એ વિધિ ગ્રંચ ઉરમાં થાતી બહુ,
જડવત્ મૂઢ બની કંપી રહું, પર સંસર્ગજ વિસારનારી;—
દ્રવ્ય માત્રમાં દૃષ્ટિ ફરતી, નિજત્વની મર્યાદા કરતી,
પ્રેમ નિકટતા માપે ભરતી, નિજમાં અંતે રમી ઠરનારી;-
ભાન સ્વરૂપનું ભુલી જાવુ, દ્રવ્યમાત્રમાં ગોથાં ખાવું,
પરવશમાં આશ્રયથી ધાવુ, છોડી સચ્ચિત સુખ ભરનારી;—
સન્મય ચિન્મય સુખમય નિજને, વટ રૂપ જો સિંચી જીવ બીજને,
ઉપેન્દ્ર કરુણાથી પ્રિય રીઝને, મુક્ત થવા એકજ એ બારી;-

---



## कर्तव्यासिमा.

પદ ૨ ( ગજલને મળતો રાગ,.)

પધારો વ્હાલુડા બન્ધુ, હસી રમી જીવન ભરવાને,
વિલાસી સૃષ્ટિમાં હરીને, જનિમૃતિ સતત તરવાને.
રૂડો આ બંગલો, ઉદ્યાનમાં ફળ પુલની રચ નાશી !
સુવર્ણઆભુષણાદિ ખીલાવતાં, મહાલય સુખ નિવાસી.
જગતમાં સુખનાં સાધન ઘણાં શું પરજનો કાજે,
(એ રીતે) રખે ઇર્ષ્યા ધરો, હરખો, સુખો સન્મિત્રથી રાજે.
મલિન વસ્ત્રો—નથી પૂરાં, ક્ષુધા હરવા નથી પાસે,
દરદનાં દુઃખથી ત્રાસી, પુકારે સુજનની આશે,
રખે નાસો તિરસ્કારે, દંભ મદથી ન શું શરમાતા.
કરુણા શસ્ત્ર ગ્રહી બનીએ, દુખી નિજ બન્ધુના ત્રાતા,

* * * * * * *

( જ્યારે રહું હું સ્વરૂપ વિચારી એ લય. )

યજ્ઞ દાન ભક્તિ હરિ સેવા, યોગ સાધતા આ વીર કેવા,
જ્ઞાનામૃત રસવી પાનારા, પુણ્ય સંગ્રહે સત્સુખ લેવા.
રખે દ્વેષ અંતરમાં લાવો, દોષ અસૂયાથી ન ચઢાવો,
પુણ્ય પ્રકાશે સઉ સત્કર્મો, સરળ બને એ મુદિતા લ્હાવો.

કામક્રોધ મદ મોહ લોભ વળી મસ્તર આદિ દોષોને ગ્રહી,
અંધ બની પાપો આચરતાં, પુણ્ય માત્રને સમૂળ દે દહી.
રખે નિંદવા જાતાં પાસે, સંસર્ગે વળગે મળ વાસે,
કરી ઉપેક્ષા દયાર્દ્ર હેયે, વિપરીત કરનારાજ વિમાસે
મૈત્રી એ વિધિ ઇર્ષ્યા ટાળો, મદ મળને કરુણા બળ બાળો,
અસૂયા મળને મુદીતા ગાળો, ઉપેક્ષાથી સંગતિ મળ ખાળો;-
ધર્મ કર્મમાં રસ શો વાધે, પાપ માત્રને દૂરથી બાધે,
હૃદયમંદિરે હરિને નિરખી, નિત્ય વૃત્તિ શ્રીહરિ આરાધે
હૃદય દિસે આ નિર્મલ કેવુ, હરિની સૃષ્ટિ જોવા જેવુ,
રમતી પ્રિય હરિ સંગે રંગે, શ્રીમુખ લાગે મીઠડુ કેવુ.
પ્રીતિ હરિશું વધતી જેવી, સ્થિરતા થતી લક્ષ્મીની તેવી,
ધર્મથી અર્થ સર્યો પુરૂષાર્થે, સિદ્ધિ ઉમળકો દે છે કેવી;
ધન વૈભવ ભેળા કરી ઝાઝા, ધર્મ માત્રની રહે નહિ માઝા.
અર્થ નથી એ અનર્થ નિશ્ચય, જગજન તેથી અતિશય દાઝયા
સદ્ધર્મે શ્રીહરિ રીઝતા, પ્રસાદમાં સદ્વૈભવ દેતા,
કારણુ રૂપ સદ્ ધર્મ ગ્રહેતા, કાર્ય અર્થ નિશ્ચય રહે વહેતાં.

*　*　*　*　*　*

મારાં બંધુડા કૃતકૃત્ય છો,
હરિ પ્રસાદથી તૃપ્તિ લ્યો.
કાલ અનાદિથી હરિને વિસારી,
પદાર્થ પ્રીતિમાં અટવાયાં ભારી,
પ્રાપ્ત બંધુ, આનંદે રહો. મારાં૦

અનુભવી લેજો નથી કાંઇ ખામી,
ઇચ્છા માત્ર કસી લેજો સામી.
વાસના ક્ષય આમ કામે લહો,— મારા૦
પદાર્થ પ્રીતિ જે પૂર્વે જણાતી,
હરિમય જગમાંહિ હરિમાં લહાતી,
સાલોકય મુક્તિ એ લ્હાવો, મારા૦
હરિમય જગ તો જગજન હરિ છે,
દુરત્વ ટાળીને સમીપતા વરી છે.
સામીપ્ય અમૃતે ન્હાવો મારા૦
* * * *

( માલિની )

હરિવીણુ નથી દ્રષ્ટે અન્ય કાંઇ જણાતુ,
અણુ અણુ આલિંગી, પીંડમાં ભાન થાતું.
હૃદયથી આરંભી ગાઢ પ્રેમે અનંતે,
ત્રિભુવનમય બની દે, અતિદઢ સાયુજ્ય ને એ.
* * * *

( ગિતિ. )

દષ્ય તમોમયી માયા, સત્ય બ્રહ્મમાં સતરૂપ બની પચતી,
રજરૂપ દ્રષ્ટિજ્ઞાને, ચિદ્દરૂપ થઇને બંધ મુક્તિ રચતી.
દષ્ટા સત્વ અનંતે, મળી મહાનંદે સ્વરૂપ વિષે ઠરતા,
ત્રિગુણા સહ હું હરિમાં ગળી કેવલ્યે ૐ શ્રી હરિ કરતા.
× × × ×

( ગજલને મળતો )

સુભાગી વ્હાલુડાં બંધુ, રમતમાં બની રહો શોભા,
કૃતકૃત્ય નિત્યાનંદમય સઉ, ખરાં હા હા હા.

---

**ભાવાર્થ.**

**સીંટી ત્રણથી ૭**

સુખી જનોના સુખ જોઈને મૈત્રિની ભાવના કરતાં, ઇર્ષ્યા નામનો મળ ટળે છે.

**સીંટી ૭ થી ૧૦**

દુઃખી જનો પ્રતિ કરુણાની ભાવનાથી મદ નામનો અપરત્વ મળ ટળે છે.

**સીંટી ૧૧ થી ૧૪**

પુણ્યવાનના પુણ્ય જોતાં અસૂયા એટલે સહન ન થતાં દ્વેષ વૃત્તિથી ગુણમાં દોષનો આરોપ કરવાની ઇચ્છા રૂપ મળ ઉત્પન્ન થાય છે તે સમયે મુદિતાની ભાવના કરવી કે જગતમાં એટલું પુણ્ય વધે છે તેના પ્રભાવ વડે વાતાવરણમાં શુદ્ધિ થતાં મારૂં કર્તવ્ય પણ વધારે સરળ થાય છે.

**સીંટી ૧૫ થી ૨૦**

કામ આદિ છ શત્રુઓને વશ થએલા પાપી પ્રતિ ઉપેક્ષા કરવી. તેમની નિંદા આદિ કરવાથી હૃદયમાં તેમના

પાપોનુ ચિંતન કરવારૂપ સંસર્ગ દોષ વળગતો એ રીતે અટકેછે.

એ રીતે ચારે પ્રકારના મળ દૂર કરવા.

## લીંટી ૨૧ અને ૨૨

નિર્મળ અંત:કરણ થતાં સત્ય ધર્મપરાયણ થવાય છે. અને ધર્મ નામનો પ્રથમનો પુરૂષાર્થ સિદ્ધ થાય છે.

## લીટી ૨૭ થી ૩૦

ધર્મ રૂપ પાયા વિનાની સંપત્તિ તે અલક્ષ્મિ રૂપજ છે. તેથી તે હરેક રીતે દુ:ખના કારણરૂપ થઇ પડે છે. ધર્મરૂપ પાયા ઉપર રચાયલી અર્થરૂપ લક્ષ્મિ તેજ એકલી કામ એ-ટલે તૃપ્તિરૂપ ત્રીજા પુરૂષાર્થની સિદ્ધિ કરી આપે છે

## લીટી ૩૧ થી ૩૮

ધમ અર્થ અને કામ એ રીતે પુરૂષાર્થ ત્રયની સિદ્ધિ થતાં મળ નાશ એટલે આચ્છાદન કરનાર આવરણનો ભંગ થએલો હોવાથી વાસનાક્ષય નામનો મુક્તિનો બીજો ક્રમ સિદ્ધ થાય છે.

## લીંટી ૩૯ થી ૪૧

જ્ઞાનના ક્રમમાં ચઢતાં મોક્ષ રૂપી ચોથા પુરૂષાર્થની સિ-દ્ધિમાં પ્રથમ સાલોક્ય મુક્તિનો અનુભવ થાય છે.

## લીંટી ૪૨ થી ૪૮

આગળ વધતાં સામિપ્ય નામની મુક્તિનો અનુભવ થાય છે. પછી સાયુજ્ય મુક્તિનો અનુભવ થાય છે.

## સીડી ૪૯ થી ૫૪

માયાનું સ્વરૂપ તમસ્ રજસ્ અને સત્વ એ રીતે ત્રિગુણાત્મક છે. એ ઉપાધિને લઇને સત્ય, જ્ઞાન, અનંત, એટલે સત્ ચિત્, આનંદ, રૂપે બ્રહ્મતત્વ અનુભવાય છે. દષ્ય દ્રષ્ટિ અને દ્રષ્ટા રૂપે જીવનુ સ્વરૂપ પણ એજ રીતે અનુભવાય છે. એ ત્રિપુટિ બ્રહ્મરૂપ ચિદ્ઘન રસમાં ઓગળી જતાં હુંપણું હરિમાં ઓગળી જાય છે. એજ મનોનાશ નામનો જ્ઞાન પ્રાપ્તિમાં અંતિમ ક્રમ કહેવાય છે તે સમયે **एकमेवाद्वितीय** એવુ કેવલ હરિ સ્વરૂપ બની રહે છે.

એ અંતિમ કેવલમુક્તિ નામનો ચોથા પુરૂષાર્થરૂપ અનુભવ છે. એ માટેજ અનેક જન્મ ધરાવી જગદંબા માયા સાધનો આપતી આપતી અનેક બંધનોના અનુભવ કરાવી છેવટે કૃતકૃત્ય કરે છે.

---

# विश्व लिला.

## પદ ૩. ઢીડી.

વિશ્વદેખી ચકીત બની હસી જવાય,
કોણ, કયાંથી, કેમ હું ન તે કળાય,-
ખનિજ વસ્તુ માત્ર જડરૂપે ગણાતી.
છતાં એક દીસે બીજી પ્રતિ તણાતી,
આકર્ષક બળ ચેતના જણાય,-
ખનિજ તત્વ મહી વનસ્પતિ વિકાસે,
ચિતિ શકિત ત્યાં અધિક બળે વિલાસે.
ઉભય ગ્રાહી પ્રાણી જીવનમય ભળાય;-
સબળ સિંહ કરે હરિણને શિકાર,
શરીર બળથી પડે અન્ય ઉપર ભાર,
બુદ્ધિ વિભવથી વ્યવસ્થા તેની (પણ) થાય,-
ચિતિ વિલાસથી સ્વતંત્રતા લહાય,
પારતંત્ર્ય જડત્વથકી અનુભવાય.
સ્થિતિ અપેક્ષા એ વિધિથી થાય;-
તમોગુણનું કાર્ય જડ સમસ્ત ભાસે,
કેવળ પરતંત્રતાજ આસપાસે.
જડે ક્ષોભ ચિતિ વિકસતાં જણાય:-

બનતી સ્થિતિ રજોગુણની એ ક્રમે છે,
પરાધિન અંશ કઇ ગળી શમે છે.
(એરીતે) મિશ્ર જડચિતી જીવત્વમાં ભળાય;-
ચિતિ વિકાસ અધિક થતો જ્યારે,
સત્વનામ ધરી શાંત કરે ત્યારે.
ક્રમે રજસ્ તમસ્ ગળે સત્વમાંહ્ય;-
જડ જગત્ સ્વવ્યવસ્થા ન કરે લેશ.
જીવ જડાંશે પરાધિન ન વિશેષ,
પૂર્ણ સત્વ વિના કોણ કરે સાહ્ય,-
શુદ્ધ સત્વ સકળ વિશ્વને ચલાવે,
એક કેવલ સ્વતંત્ર એજ કહાવે.
પૂર્ણ સ્વાતંત્ર્યે પ્રભુ ઓળખાય;-
ભેદ સ્વતંત્ર પરતંત્રતાનો જોયો,
અલ્પબળથી જીવ પરાધિન રોયો.
શક્તિ પ્રમાણે સ્વતંત્રતા પમાય;-
પૂરા સ્વતંત્ર છો ઇશ નથી શંકા,
સર્વ શક્તિમત્વ તણા એજ ડંકા.
અલ્પ શક્ત જીવ બળવિના મુઝાય;-
શક્તિમાત્ર દિસે જ્ઞાનના પ્રમાણે,
અલ્પજ્ઞ જીવ શક્તિ અલ્પ આણે.
પૂર્ણ શક્તિ પૂર્ણ જ્ઞાનવિણ ન થાય;-

જ્ઞાન પ્રત્યક્ષ વસ્તુનુંજ થાતું,
અલ્પવાસી જીવકેરૂં મન મુંઝાતું
(કારણકે) સ્વહદ બહાર કંઇ અન્ય ના ભળાય;–
સ્વર્ગ મૃત્યુ આદિ લોક બહુ બનાવી,
સુખ શાંતિ આદિ અંશને જણાવી
દેશ માત્રમાં નિવસો મહાકાય,–
ભૂત, વર્તમાન, ભાવિકાળ સ્થાપી,
અનત રૂપ ત્રણેમાંહિ રહ્યા વ્યાપી.
કાળ પરિચ્છેદથી તુ ન છવાય;–
વ્યક્તિઓ જગે અનત ઉભરાતી,
વ્યક્તિમાત્ર ભિન્ન અન્ય સહુથી થાતી.
સ્વત્વ રૂપ સર્વ માંહિ તુ ભળાય,–

ગીતિ.

દેશ કાળ વસ્તુની, મર્યાદાથી બાધિત સહુ જીવ;
તે બધન ટાળીને, હર્ષે પ્રાપ્ત કરવા પરમ શિવ,
તવ ચરણોદધિ માંહિ, સરિતા બની અમ તનમન સહ ઢળીએ.
આણીગે એ વિધનમી, અભિન્નતા તુજ સ્વરૂપથી રળીએ,



## श्री जप रहस्य.

પદ. ૪ (ઇસતન ધનકો કૌન બડાઇ. એ ચાલ. )

અલ્પમાન મુજ અલ્પ જ્ઞાન વળી;
અલ્પ શકિતથી નિત્ય મુંઝાઉં,-
માન જ્ઞાન બળ ગ્રહેવા અર્થે,
વિશ્વ બધે વ્યર્થ હુ અટવાઉં;-
સાધન એ જડ જગમાં નથી તો,
જગ જડ મુજને કો વિધિ આપે,
પરાધિન જીવ મુજ સમ દેખુ.
તે કો વિધિથી મુજ દુઃખ કાપે;-
પૂર્ણ સ્વતંત્ર એ સાધન સિધુ,
ચાલક સર્વ તણાં છો મહેશ
દાતા આપજ હું યાચક છું
પૂર્ણ બની ખામી રાખું ન લેશ;-
સર્વજ્ઞ આપજ હિત મુજ જાણો,
શક્તિ પૂર્ણ વળી અખૂટ ભંડારો.
દાન દેવામાં હદનું ન કારણ,

પાત્ર પ્રમાણે સૌ લેવણહારો;-
મુકી તમને બીજે મોહે દોડી,
વિમુખ થતાં દીન રહું, વિચારો ?
અભિમુખતા પાત્ર મુજ કરમાં દો,
સદા કરો દૈન્યથી છુટકારો;-
ભયનું કારણ આવતું લેશ,
માતઅંકમાં બાળ ભરાતું,
નિર્ભય ને નિશંક થવાને
તદ્વત મન મુજ તુજ પ્રતિ ધાતું;-
અભિમુખતાના માર્ગ ત્રયને,
શાસ્ત્ર શિષ્ટ જનથી મે જાણ્યા
ભક્તિ યોગ વળી જ્ઞાન માર્ગ અહી,
તુજ પદ પ્રાપ્ત થતા બહુ નાણ્યા;-
માર્ગ ત્રયનું રહસ્ય ન સમજી;
શબ્દ યુદ્ધથી ભેદ પ્રમાણે,
જવલગી અનુભવમાં ન ઉતારે.
તવલગી ઐક્યનો સ્વાદ ન માણે;-
જ્યાં અતિ વિભૂતીભાસે જગમાં,
તે રૂપ તારૂં શ્રવણ કરીને,
કીર્તન એ રમ્ય મૂર્તિ તણું કરી.
સ્મૃતિ પટ પર નિત્ય તને ધરીને;-

સેવન ચરણ સરોજ તણું કરૂં,
અર્ચી હર્ષથી વંદન અર્પું,
દાતા બની દાસ્ય મારૂં સ્વિકારી.
સખ્યે સ્થાપો નિજત્વ સમર્પું;
બાલ વત ભક્તિ ચેષ્ટા મારી,
પૂર્ણ કરી હૃદયે પ્રેમ વધારો.
એ વિધિ ભક્તિ માર્ગે ચઢાવી.
અંકે રમાડો શિશુ આ તમારો;-
ચિત્ત વૃત્તિનો નિરોધ થાતાં,
પ્રિય તુજ રૂપમાં યોગ સધાયે,
યોગ સમું અન્ય બળ નહિ એવી.
સ્થિતિએ સ્થપાતા ભય મટી જાયે;-
માર્ગ ઉભયમાં નિશ્ચય તરવા,
સાધન તવ નામ મંત્ર હોડી.
ભવસિંધુમાં સદ્‌ગુરૂ રૂપે,
સજ કર્યો સદ્યને જોડી;-
મંત્ર શબ્દમાં પતિરૂપ દેખું,
(તો) સૂર્તિ લક્ષણા ગૃહીણી જણાઇ,
પ્રેમ પરસ્પર અતિશય વાધ્યો,
તવ પદની થઇ સાચી કમાઇ;-
અન્ય શબ્દ પ્રતિ કદી ન તણાઇ,

પ્રતિવ્રત ધર્મે સૂર્તિ સોહાય
શબ્દ પતિ પણ વાચક વપુથી,
ઉપાંશુ બની સૂર્તિ ગ્રહે ધાય;-
આગળ વધતાં મનોમય થઈ રહી,
પર સૂર્તિ સહ વ્યભિચાર કાપ્યો.
પશ્યન્તિ રૂપ અતિમ પદધરી,
સૂર્તિ પ્રિયા શું અભેદ સ્થાપ્યો-
યોગસિદ્ધિ એ વિધિથી થાતાં,
હું મમ તવ શુદ્ધ સ્વરુપે વિલાયું.
જગત શોધ્યું નથી કાંઇ જડતું.
શિવ શિવ શિવ માત્ર અહા ઉભરાયું;-
પૂર્ણ માન મુજ પૂર્ણજ્ઞાન વળી,
પૂર્ણ બળે હવે બહુ મલકાઉં.
માન જ્ઞાન બળ ગ્રહેવાં ન બાકી,
સ્વાધિન સત્ ચિત સુખમાં સોહાઉં



# विकराळ काळ.

### પદ ૫

હે) ચિત્ત વિકરાળ આ કાળના વકત્રથી, દૂર રહેવાજ જો તુ વિચારે.
વેશ્ય વિયુક્ત થઇ ઇશપદપ કજે, હોઇ એકાગ્ર સલીન થારે,
પરણુ તલ કાળના જો અધો દેશમા, જીવ દફ્ને અગોચર જણાય,
ર્વ દેશે વળી શીર્ષ તદ્વત રહ્યુ, યોગ્ય દુર્ઘટ એ કેમ હણાય,
લ, ઘટી, પ્રહર, દિન, યામિની, માસ ને વર્ષ આયુષ બાહુ,
ષ્ટ દિશ વ્યાપી ગ્રસતાં સઉ પ્રાણીને, રોહિણી રમણુને જેમ રાહુ,
તિવિષે, જલવિષે, વન્હિમાં, વાયુમા. વ્યોમમાં એક એવો ન ખડ,
જ્યાં પ્રવર્તે નહિ, અપ્રતિહિતપણે સમય સમ્રાટનો રાજદડ;
જઠરનો જાતપેદા તુ આ કાળનો, ભાળ કેવો દીશે ચડ ઉગ્ર,
મરણુ રૂપ થાય હોમાઇને જે વિષે, સ્વલ્પમા જીવ અનુભવ સમગ્ર,
ખડ્ગ, અસિ, બાણુ એ સમર સાહિત્યથી કાળ રહેનો નિરતર અવધ્ય;
અમરપદ જો ચહે, નૃહરિ પદ ધ્યાનનુ, કવચ ધર ચિત્ત, તનુપર અવન્ધ્ય.




## પદ ૬

( 'દરબારી કાનડો' ઇત્યેવં પ્રસિદ્ધેન રાગેણ ગેયં પદમ્ )

પ્રણુમામસ્ત્વાં નૃહરે,
ત્વત્સ્મૃતિરસ્તુ પ્રહરે પ્રહરે. પ્રણુમામસ્ત્વાં૦

વાઙ્મનસાતીતં તવ વિભવં વર્ણયિતુ યતમાના,
કવયઃ સાહસિકા ન ભવેયુ, કથ જગતિ ગતમાના, પ્રણુમામસ્ત્વાં૦

આસીસ્ત્વ યસ્મિન્સમયે કિંચિન્નાસીત્ સુવિભક્તમ્,
વર્તયસિ યસ્મિન્સમયે સર્વં સ્વપ્સ્યતિ નર ઇવ નક્તમ્ પ્રણુમા૦

અસ્નાયુઃ શ્રુતિગદિતઃ સન્નપિ માંસાસૃક્ સ્વીકારમ્,
પ્રથયસિ પૃથુતમ પૃથિવીપૃષ્ઠે સ્વાર્થં વારંવારમ્. પ્રણુમા૦

જવન ત્વયિ ધાવતિ કરચરણરહિત તેજો નનુસક્તમ્,
અનુસરણે તવ ભાતિ ચિરાનુષ્ઠિતવિપુલશ્રમરક્તમ્. પ્રણુમા૦

ત્વત્પદપંકજયુગનખમયૂખમંડિતમૂર્ધા તનુભૃત્ ,
ધિક્કુરુતે કિલ પદવીમૈન્દ્રીં કૌબેરીં ચ સુકૃતકૃત્. પ્રણુમા૦

ધન્યા યે પરિષિક્તા દૃષ્ટ્યા તવ વત્સલતાભરયા,
અભયાર્પણનિપુણેન કરેણ ચ સુવિહિતરક્ષાસ્ત્વરયા. પ્રણુમા૦

ત્વત્તુલ્યઃ સદ્‌ગુરુધોરેય, કો ભૂત, કો ભવિતા,
નિજચરણાશ્રિતસંધાશ્લેષે યેન સિષેવે જવિતા. પ્રણમા૦

નિઃસારે સંસારે સારે ગુરુવર તવ પદકમલે,
કલિમલસંચયનાશનકુશલે દુર્ગમલીલે વિમલે. પ્રણમા૦

**અર્થઃ**—હે નૃહરે! અમે આપને પ્રણામ કરીએ છીએ; આપનું સ્મરણ પ્રહર પ્રહર હોજો! ( ધ્રુવ ) વાણી અને મનથી અતીત આપના વિભવનું વર્ણન કરવાનો યત્ન કરતા સાહસિક કવિઓનો જગત્‌માં માનભંગ કેમ થયા વિના રહે!

જે સમયે વિશ્વમાં કોઇ પણ પદાર્થ વ્યક્ત થયો ન હતો તે સમયે આપ હતા, અને જેમ ·રાત્રિવિષે મનુષ્ય નિદ્રા લે છે તેમ જે સમયે સઘળુ સુષુપ્તિવશ થશે તે સમયે પણ આપ રહેશો.

હે સર્વથી મહાન્ ! આપ સ્નાયુરહિત છો એમ શ્રુતિ કહે છે તોપણ નિજ જનને માટે આપ વારવાર પૃથિવીતલ રુધિરમાંસના સ્વીકારનો ઘેષ કરો છો (અવતરો છો. )

હાથ પગથી રહિત છતાં પણ ઝડપથી ચાલનાર હે પ્રભો ! આપ જ્યારે વેગથી ગતિ કરો છો ત્યારે આપને પકડવાને આપની પુઠે લાગેલું તેજ જાણે દીર્ઘ કઠિન પુષ્કલ વ્યાયામથી રાતું રાતું થઇ ગયું હોય એમ ભાસે છે. આપના ચરણકમલયુગલના નખનાં કિરણથી જેનું મસ્તક

( મુકુટથી ) અલંકૃત થયું છે તે પુણ્યશાલી મનુષ્ય ઇન્દ્રની અને કુબેરની પદવીને ધિક્કારે છે

વાત્સલ્યપૂર્ણ આપની દૃષ્ટિથી જેમનો અભિષેક થયો છે, અને અભયદાનમાં કુશલ આપના હસ્તથી જેમની સત્વર રક્ષા કરાઈ છે તેઓને ધન્ય છે

પોતાના ચરણના આશ્રિતોના સમુદાયનું આલિંગન કરવામાં જેમણે ઉત્સાહના વેગનું સેવન કર્યું હોય એવા આપના સમાન સદ્‌ગુરુવરિષ્ઠ કોણ થયા છે અને કોણ થનાર છે?

હે ગુરુવર ! આપનાં ચરણકમલ, જે કલિયુગના મલના સમૂહનો નાશ કરવામાં કુશલ છે, જેની લીલા અગમ્ય છે, અને જે સર્વદોષરહિત છે તે જ આ નિસાર સંસારમાં સારરૂપ છે

# શ્રી ઉપયોગી કીર્તનો.

## मंगलाष्टक.

### પદ ૧ શાર્દુલવિક્રીડિત છંદ.

જેના યોગવડે સમસ્ત જગ આ, પ્રાકટ્યને પામતું,
જેના નિત્ય સુયોગથી સ્થિતિ અને વૃદ્ધિ વિષે જામતું;
સાધે જેની કૃપા સદા જગતમાં, દાંપત્ય સાફલ્યને,
તે શક્તિપતિ શક્તિ સાથ કરજો દાંપત્ય માંગલ્યને;

૨

જેથી શ્રેષ્ટ ગણાય આશ્રમ વિષે, રૂડો ગ્રહસ્થાશ્રમ,
જેની સિદ્ધિ અનંત પુણ્ય ફલને, આપી કરે ઉત્તમ,
જેનો દૈવી પ્રતાપ સત્વર હરે, દુખાદિના શલ્યને,
તેની સિદ્ધિ કરી, કરો પ્રભુ સદા, દાંપત્ય માંગલ્યને,

૩

વ્યાપી માનવ વર્ગમા પશુ અને, વૃક્ષાદિ પાષાણમાં,
દૈવી પ્રકૃતિને પુરૂષ રૂપમા, ધાતુ અને ધાન્યમાં,
જે સૌમા વસી ગુપ્ત જીવન સિંચે, સૌને થવા ઉજ્જવલ,
તે શ્રી, શ્રીપતિ સાથ દંપતિ તણું સાધો સદા મંગલ

૪

પામો જ્ઞાન અનંત શક્તિ લહજો, અધ્યાત્મયોગે કરી,
દૈવી સદ્‌ગુણથી અલંકૃત કરો, પુત્રાદિ ભોગે કરી.

સાચા માનસ યોગથી મન વિષે, સામર્થ્ય લો પુષ્કળ,
આ વિશ્વે પતિ પત્નિ રૂપ થઇને, સાધો સદા મંગલ.

૫

વાધો પ્રેમ અતિ પરસ્પર સદા, આનંદ ભોગેકરી,
અર્થો ઇપ્સિત અર્પજો ઉભયને, હેતે સદા શ્રીહરિ;
પામો ધાન્ય ધનાદિ પુત્ર પશુ ને, સન્મિત્રનું મંડલ,
દીર્ઘાયુ થઇને તથા નિરામય રહી પામો સદા મંગલ.

૬

ઋદ્ધિ ને ઋષિ આપજો ઉભયને, સિદ્ધો દીયો સિદ્ધિને,
દેવો દિવ્ય ગુણો દઇ નવનિધિ–કેરી કરો વૃદ્ધિને.
આપો શ્રી ગુરૂ ! એમને ગુરૂપણું, દર્શાવી વાત્સલ્યને,
દોષો માત્ર ઉપેક્ષીને ઉભયના, દો ઇશ ! માંગલ્યને,

૭

મિથ્યા મોહ વિષે ન લુબ્ધ રહીને, કર્તવ્યને સાધજો,
સાચા ભાવ વડે હૃદે વર વધુ, શ્રી ઇશ આરાધજો;
અન્તર્નિષ્ઠ થઇ અપાય હણજો, આ ચિત્ત ચાંચલ્યને,
સાચા ઇશ અનુગ્રહેથી લહજો, ઉત્કૃષ્ટ માંગલ્યને;

૮

શાણી ! ઇશ્વરભાવ નિજ પતિમાં, સંપૂર્ણ અંશે ધરો,
પત્નિમાં લહી ઉચ્ચતા, જગતનો, હે સુજ્ઞ ! સિંધુ તરો,
પુષ્ટિ તુષ્ટિ રહો સદા ઉભયને, પામો ન વૈકલ્યને,
યાવચ્ચન્દ્ર દિવાકરો અનુભવો, અત્યંત માંગલ્યને;

---

## श्री तथा श्रीपतिप्रति दंपतीनी उन्नति अर्थे प्रार्थना.

પદ ૨ (જયવિશ્વપતિહું આપના, ઉપકાર વર્ણું અનંત એ લય.)

જય! મહામાયા શક્તિ જય! જય મહેશ્વર માહરાજ!
દો પરમ ઉન્નતિ કરી કૃપા સહુ દંપતીને આજ.
શિવ પાર્વતી! સહુ દંપતીને, જ્ઞાનનુ દો દાન,
જે જ્ઞાનથી દંપતી થઇ રહે, સદા આપ સમાન  જય!
હે વિષ્ણુ વૈષ્ણવિ! આપ ફેરી દિવ્ય સંપદ્ સાથ,
દંપતી ગૃહે નિવસો વળી, ધરો દંપતીશિર હાથ;  જય!
સાવિત્રી બ્રહ્મા! આપની જે ક્રિયા શક્તિ ગણાય,
તે ક્રિયા શક્તિ પ્રેરજો, સહુ દંપતિ ઉર માંહ્ય,  જય!
કઇ કઇ ક્રિયા આપે કરી છે, દંપતીને કાજ,
કે જે સધાતા દંપતી ગ્રહે, સર્વ સુખ સામ્રાજ્ય,  જય!
તેવી નિગુઢ ક્રિયા વિષે, કરુણા કરીને આપ,
દંપતી મતિને મતિપતિ! પ્રેરો હણી સંતાપ,  જય!
વિગ્રહ ઉભયનો ટાળજો વળી ટાળજો દૌર્બલ્ય,
ઉન્નતિ શિખરપર દંપતીને, સ્થાપો ધરી વાત્સલ્ય.  જય!
ક્ષણ ક્ષણ દિયો પ્રભુ! દંપતીને આપનો આધાર,
સ્વાર્થ સિદ્ધ કરાવી તેનો, કરો જય જયકાર,  જય!

## સ્ત્રી મહાત્મ્ય.

પદ ૩ ( મનની ન શુદ્ધિ જો કરે, એ લય )

જેની માન દ્રષ્ટિ સ્ત્રી વિષે, જય થાય તેનો દશદિશે,
સ્ત્રી વિષે માનની બુદ્ધિએ, સ્ત્રી સહ કરવી સૌ વૃદ્ધિએ.
ગ્રહસ્થ ધર્મની સિદ્ધિ છે, સત્શાસ્ત્ર વર્ણવતા દીસે.—
સુખ શાંતિમાં તે જામશે, ઉત્કૃષ્ટ ઉન્નતિ પામશે,
ભય કલેશ આદિ વામશે, સત્ય પ્રેમ અમૃત તે પીશે;—
સ્ત્રી સહિત સુવિચારો કરે, સત્કાર્ય સ્ત્રી સહ આદરે,
મહા પુણ્યને તે તો વરે, સુખી થાય તેજ વસા વિશે;—
સબંધ કેવો સ્ત્રીથકી, જે ઉન્નતિ પમાડે નકી,
સત્શાસ્ત્રથી તેને શીખી, કરવો ઘટે તે હર મિષે,—
એ જ્ઞાન જેને આપશે, તે કોઇ દિવસ બીખશે,
દુ:ખથી ન તે કદી ધીખશે, વાર્ધક્ય મૃત્યુથી ના બ્હીશે,—
સ્ત્રી તત્વ એજ પ્રધાન છે, જેમાંહિ અતજ્ઞાન છે,
લહે તે અતિ વિદ્વાન છે, પ્રભુ ઠારે તેને આશાષે,—
સ્ત્રીકેરી ઉન્નતિને કરી, જેણે તે પ્રતિ ઉચ્ચતા ધરી,
સુપ્રયત્નથી રહે છે વરી, તેને દેવ કોટિ તેત્રિશે,—
તેને સહાય શ્રી નરહરિ, સ્ત્રીજાતિ છે લહે ઇશ્વરી,
આ ભવથકી સત્વર તરી, જઇને ભળે તે શ્રી ઇશે.—

---

## સ્ત્રી જાતિની ઉન્નતિ કરવા શ્રી ઇષ્ટને અભ્યર્થના.

પદ ૪ ( નૃહરિ પ્રભો આજ ઉરમાં ઠરો, એ લય. )

પ્રગતિ કરો નારી જાતિ તણી.
અનુગ્રહ કરજો અમારા ભણી, સ્ત્રી જાતિતણી,—
પુરૂષ તણી ઉન્નતિ ભાળીને, અમ અંતર ઉઠતું ચણુચણી—
રેશમ તંતુની સાથે જાણે, સુતળી કેરી દોરી વણી;—
ધાસ તણી વીંટીમાં જાણે, દીસે જડાયો ચિંતામણી,—
અમૃત વૃક્ષ ઉપર વિંટળાઇ, વિષવલ્લી આ જીવનહારિણી;—
ઉન્નતગામી પુરૂષ સંગે અમ, શી રીતે થાય સરખામણી.—
જેવી કરે કૃષી ભુમીમાંહિ, તેવા ફલની કરે કાપણી—
તેથી અમારી મનોભુમીમાં, કરો વિશુદ્ધ બીજક વાવણી.—
ઉન્નતિ વેલીથી કરજો હે પ્રભો! અમ હૃદ વાટિકા રળીયામણી—
હે પ્રભુ! નામ અમારૂં કરાવો,—સાર્થક ' નિજકુલ ઉદ્ધારિણી,—
જ્ઞાન અને વિદ્યાબલ આપો, મતિની જડતા સઘળી હણી;—
પુરૂષની સંગે સત્કાર્યોમાં, કરો અમોને પ્રભો! અગ્રણી—
વિશ્વવંદ્ય અમ સ્ત્રી ઉન્નતિની, ઉત્સુકતા આપને છે ઘણી,—
અમ અર્થે પ્રભુને વિનવશો તો, આપના થઇશું સદાના ઋણી;—

---

# સ્ત્રી કર્તવ્ય.

પદ. ૫ પ્રભાત.

વાંણું વાતાં વહેલા ઉઠી, જગતપતિને ભજીએરે,
લોક તણી નિંદા ને કુથલી, અંતરમાંથી ત્યજીએરે. વાંણું. ૧

સઉથી પહેલાં પતિને પાયે, મસ્તક મૂકી નમીએરે,
સાસુ સસરાને પછી નમીએ, કોઇને પણ ના દમીએરે. વાંણું. ૨

ઘરનું કામ કરતા અબળા, ખોટી રમત ન રમીએરે,
કામ રૂપી છે કામણ મોટું, તે કરી સઉને ગમીએરે, વાંણું. ૩

ખોટે રસ્તે જાવા દુર્જન, ભમાવે પણ ના ભમીએરે,
પાડોશણ વઢવાને મિષે, ગાળો દે તે ખમીએરે; વાંણું. ૪

નૃસિંહ કહે કુળવંતી નારી, પતિને જમાડી જમીએરે
મનહર શ્રી સદ્‌ગુરૂને ચરણે, ચિતડું રાખી રમીએરે; વાંણું.૫

---



## सद्गुणी नारीनी हृदयेच्छा केवी होय छे.

### પદ. ૬ પ્રભાત

જય જય જય જગદીશ્વર મારા દુર્ગુણ દૂર પરવરજોરે,
મદ મતિ અબળા જાતિનુ, સારૂ સદાએ કરજોરે. જય. ૧

ચંચળ નારીની ચંચળતા ટાળી શાંતિ ધરજોરે,
મુજ મન જેમ ઠરે ગુણ ગાતાં સઉનાં તેમજ ઠરજોરે; જય. ૨

ભણી ગણી પ્રભુ તુજ ગુણ ગાવા, પ્રીતિ ઉરમાં ભરજોરે;
અડોશી પડોશી સગાં સબંધી, તમારે નામે તરજોરે. જય. ૩

વઢવાને નિંદા કરવાથી, ચિત્ત અમારા ફરજોરે,
નિત્ય ઉઠી તમને ભજતા મુજ, કારજ સઘળાં સરજોરે. જય. ૪

નૃસિંહ સઉ પુણ્યવતી રામા, પાપ કર્મથી ડરજોરે,
મનહર શ્રી સદ્ગુરૂને સેવી, નિર્ભય થઇ વિચરજોરે; જય. ૫




પદ. ૭ ગરબી.

સખિ દુર્ગુણ સહુ ત્યજી દઇએ, શરણ પતિ સદ્દગુરૂને રહીએ.
કદીએ ક્રોધ નહિ કરીએ, ક્ષમા બહુ અંતરમાં ધરીએ,
ધીરે રૂડાં વચનો ઉચ્ચરીએ; હે સખિ.
કઠણ વેણ પતિને નવ કહીએ, પતિ કહે તે માર્ગે વહીએ,
પતિને પરમેશ્વર લહીએ, હે સખિ૦
ઇચ્છા ભુંડી નવ કરીએ કદીએ, નિર્લજ્જ થઇ નવ નહાવું નદીએ,
ગાળો ત્યજી ' હરિ ગુરૂ ' મુખ વદીએ; હે સખિ૦
રાજી નવ થાવું કદી કજીએ, હે શણગાર સદ્દગુણના સજીએ,
હે હઠ ઘર ઘરેણાની ત્યજીએ; હે સખિ૦
પિયરમાં ઝાઝું નવ જઇએ, બીજાના ઓઠાં નવ લઇએ,
નૃસિંહ નિજ પતિને પ્રિય થઇએ; હે સખિ૦

---

## ધર્મ પત્નિ તરફથી પતિને જગાડવા સ્તુતિ.

### પદ ૮ પ્રભાત.

જાગોરે રઢીયાળા સ્વામી, પ્રાતઃ થતાં શું પોઢોરે;
બંનુ વસ્ત્ર જેમ જેમ તેમ તેમ, શુ તાણી મુખપર ઓઢોરે. જા૦
ક્યારથકી કાકા કળ કળીયા, ચળીયા રવિ મેરથીરે;
તેતર કાબર કબુતર ચકલાં, નિકળ્યાં નિજ ડેરેથી. જા૦
દધિ વલોવતી નારી કેરા, શુણો કંકણુને વલોણુરે;
વળી મીઠાં અતિ રાગ પ્રભાતી કાં ન શુણો હો સલુણારે. જા૦
શકટ વહે છે પ્રવાસી કેરાં, દ્વારથી ક્યારથી જાણુંરે;
સવત્સીના વત્સ પોકારે, તવ હુ ઓઢણુ તાણુરે. જા૦
શું નિશિએ અતિ જાગરણુ કીધું, ધારણુ ઘેન કંઇ લીધારે;
સૂર્યમુખી ઉઘડ્યાં પણુ કાં આ, લોચન દીસે દીધારે. જા૦
ખટઘડી રાત્રી રહેતાં ઉઠે, ૨ક ઋષિ મુનિ યોગીરે;
નૃસિંહ વિરોધી નિંદ્રા ત્યજીને, કાં ના જાગો ભોગીરે. જા૦

---



## हितकर सुबोध.

પદ ૯ ગરબો.

સખિ સદ્ગુરૂની શિખ શ્રવણે ધરો જો.
નીતિ ભક્તિ ધારી જન્મ આ સફળ કરો જો;
ત્યજી વેર જગે હળીમળી ચાલીએ જો,
આપ આપણાં સુખોમાં સઉ મ્હાલીએ જો.
સાચો ભક્તિ કેરો માર્ગ સુખદ ઝાલીએ જો, સખિ૦ ૧
અસત્ વેણ નવ મુખ થકી ઉચ્ચારીએ જો,
મનને પાપથકી રાત્રિ દિવસ વારીએ જો;
સકળ સદ્ગુણોને હૃદય વિષે ધારીએ જો. સખિ૦ ૨
સખિ કોઈ ઉપર ક્રોધ નવ કીજીએ જો;
ભુલ કરે તેને શીખ ક્ષમા દીજીએ જો.
ત્યજી લોભ, મોહ, શાંતિ રસ પીજીએ જો. સખિ૦ ૩
જેમ માર્જનીથી ઘરને નિત્ય વાળીએ જો,
જેમ ચાલણીથી લોટ સદા ચાળીએ જો;
તેમ હરિભજનથી હૃદયમળ ટાળીએ જો. સખિ૦ ૪
જેમ દિવસ પ્રતિ જળને આપણુ ગાળીએ જો,
દુરાચરણથી પ્રજાને જેમ ખાળીએ જો;
તેમ દોષ ટાળી નૃસિંહ મતિને પાળીએ જો. સખિ૦ ૫

# સ્ત્રીએ શું કરવું ?

પદ ૧૦ ગરબો ( ઓધવજી. સંદેશો. એ ઢાળ. )
અબળા જાતિએ આ જગમાં જન્મી સદા,
પતિકૂળમાં નીતિથી કરવો વાસજો;
રાયસમું સુખ હોય જો માતપિતા ગૃહે,
પણ તે સુખની તલભર ધરવી ન આશ જો. અબળા. ૧
પતિવ્રત પાળી પતિ સેવા સજવી સદા,
પતિની આજ્ઞા કદી નવ કરવી ભંગજો;
માતપિતાસમ સાસુ શ્વશૂરને સેવવાં,
(વળી) નિકટ સંબંધી પાલવવા જે અપંગજો. અબળા. ૨
ષડરસ ભોજનનો વિધિ સઘળો જાણવો,
ઉત્તમ પાક કર્યાની ધરવી હોંસજો;
જે જેમાં હોય તે તેમાંથી શિખવો,
શિખામણ કો દે તો ન ધરવો રોષજો. અબળા. ૩
પતિપ્રભુ સમ લહી કરવી ભક્તિ પ્રેમથી,
અનન્ય થઇને પતિપ્રતિ રહેવુ શુદ્ધજો;
તુચ્છ સકળ વ્યવહાર તણાં આ કારણે,
વાણીથી પણ કદી ન કરવું યુદ્ધજો. અબળા. ૪
સુખ દુઃખ લહેતાં સમ ગણવાનો મહાવરો,
દૃઢ રાખીને અંતર રહેવુ શાંતજો;
નૃસિંહ પ્રભુના પદને અંતે પામવા,
શાણી સખિએ શિખ ગ્રહી ભજવા કાંતજો. અબળા. ૫




પદ ૧૧ ( કામણુ દીસે છે અલબેલા તારી આંખમાંરે એને મળતો રાગ. )

મારા પ્રાણુજીવન પ્રિયનાથ, પધારો મંદિર રે,
કરવા મુજને આજ સનાથ, પધારો મંદિરે રે;
પધારો મંદિરે રે, પોતાને મંદિરે રે,
પોતાને મંદિરે રે, પોતાને મંદિરે રે. મારા પ્રાણુજીવન૦

વિરહરાત્રિવીતી ગઇ, નિર્મળ થયું પ્રભાત,
[1]માનસ સરસે ખીલીયાં, વૃત્તિ કમલના [2]પાત;
ધન્ય દિવસ આ ધન્ય ઘડી આ, પ્રભુ રાજ્યા શિરે રે. મારા૦

---

૧ મનરૂપી સરોવરમાં, ૨ સમુહ.

# દુર્જન સ્ત્રીનો સંગ કરવો ઉચિત નથી.

## પદ ૧૨ મહાડ.

દુષ્ટ દુર્જન કેરા સગ, સખિઓ ત્યજોરે ત્યજો.
જેના સગથી અવગુણ સર્વે, આવે હૃદયની માંય,
પ્રતિદિન દોષ અનેક વધે પછી, કયાંથી પાર જવાય, સખિઓ૦
બાહ્યથી કઈ ભાસે નહિ, અતર દોષ અપાર,
માટે પ્રીતિ બાંધતા જોવુ, નહિતો દુખ ભડાર, સખિઓ૦
પોતે નિશદિન પાપ કરે ને, દોરે અન્યને સાથ,
અંતે નરક નિવાસી થઇ રહે, પકડે કો પછી હાથ, સખિઓ૦
માતપિતાનું નામ વગોવે, કરીને નિત્ય દુષ્કર્મ.
દુ.ખો અનેક જગે સહેતાં પણ, ઝાલે નહિ સ્વધમ, સખિઓ૦
એવાં દુષ્ટોથી દૂરજ રહીને, કરવા શુભ વિચાર,
એજ માર્ગ અતિશય સુખનો, જાવાને સર્વવિકાર; સખિઓ૦
દઢ મન આપણું જો સખિ છે, તો પીડે શુ કોય,
કાયર જે થાયે જગે તે, દુખ પામીને રોય; સખિઓ૦
નૃસિહ પ્રભુનુ શરણ ગ્રહીને, શુ થાવુ કગાલ,
પ્રેમથી નિત્ય પ્રયત્ન કરીને, ટાળવુ જન્મનુ સાલ. સખિઓ૦



## પતિવ્રત પાળવા સુબોધ.

### પદ ૧૩.

આ જગમાં અબળા જાતિએ, પ્રતિવ્રત પાળવું સાચુ રે,
તીર્થવ્રત જપ તપ સાધે પણ, પતિવ્રત વીણુ સઉ કાચુ રે;
ધણી અબળા તો સબળા સમ થઇ, આપે પતિને અતિ પીડારે,
પાપણીઓ તે બહુ દુખ પામે, પડે નરકે થઇ કીડારે,
કડવાં વેણુ વદે પતિને તો, જીભે ઉગે કાટારે,
સગ કરે એ અભાગણીનો, જે, તેને પણ નડે છાંટારે
ડોળા કાઢી પતિને ધમકાવે, આખળીનો જન્મ પામેરે,
દુ.ખ દઇ પતિનુ મન દઝવે તો, યમ પણ તેને ડામેરે,
પતિ પણ વણુ વાંકે કો સતિને, દુખ દઇ મનમા ફુલેરે,
(તે) ધાડા વનમા અજગર થઇને, મહા દુ:ખ પામી ડુલેરે;
નારીએ તો નાથ નિરતર, સેવી સુખીયા થાવુ રે.
નૃસિહ પ્રભુપદ નિત્ય ભજીને, આ પદ સઉએ ગાવુરે;

# सासरेजती पुत्रीने शिखामण.

## પદ ૧૪ ગરબી.

સુખદ વચન આ કહુ છુ શુણજે દીકરી,
અંતરમાં આણીને અતિશય વહાલ જો;
સદ્‌ગુણ ને નીતિના નિયમો સેવજે,
(તેથી) વૈરીમા પણ વસીને થાઇશ ન્યાલ જો. સુખદ૦ ૧

મહીયરની મોટમ તું ત્યાં ન ભાખતી,
સાસરીયાંનો કાઢીશ ન દોષ જો;
વેણ કઠિણ કો તુજને કે અમને કહે,
તે શુણી સહેજે પણ નવ આણીશ રોષ જો. સુખદ૦ ૨

ઓછી મતિનાં નાનાં મોટાં માનવી,
રાખે છે ઉર હાસ્ય કર્યાની ટેવ જો;
ચીડવવાને આડુ અવળુ ભાખતાં,
તે સઉ શુણિ વિસરી સ્મરોએ ગુરુદેવ જો. સુખદ૦ ૩

કામ કર્યામાં આળસ તુ ના રાખજે,
આણુ ને પ્રિય વદી હળી મળી સઉ સાથ જો;

સુખથી રહીને સુખ સંદેશા મોકલી,
ઇષ્ટસ્મરણ કરી થઇને રહેજે સનાથ જો. સુખદ૦ ૪

સઉને ઘટતે માને નમી બોલાવજે,
તુજ સાસુને કહેજે મારા પ્રણામજો;
માતાસમ જાણી સાસુને સેવજે,
'જી' કહી ઉત્તર દેતાં કરજે કામજો. સુખદ૦ ૫

શાણી તુજને શિખામણ શી આપવી.
જાણે છે તુ યોગ્યાયોગ્ય વિચાર જો,
જેવો સમય જુએ તેવું ત્યાં ચાલજે,
સો શબ્દોનો એક કહ્યો આ સાર જો સુખદ૦ ૬

જગમાં છે જન જોજે વિવિધ સ્વભાવના,
પરખી પરખી કરજે ઘટિત વ્યવહારજો,
નૃહરિ પ્રભુ સન્મતિ તુજને દેશે સદા,
યોગ્ય સમય પર દેશે યોગ્ય વિચાર જો સુખદ૦ ૭

## શુભેચ્છા.

પદ ૧૫. ( સીતાના મહિનાનો રાગ. )

હે સર્વેશ્વર ધરી મેહેર, સુમતિને સ્થાપજો,
ઘરઘર વર્તે છે કેર, તે દુખ સઉ કાપજો. ૧
નર નારીની જોડ જગેશ, જગતમાં લાવીને,
આપી સગી વિરોધી શીદ, મારો છો તાવીને ? ૨
વદુ વિનતિ વારવાર, સુસગી આપજો;
સદગુણ સઉના ઉરમાહિ, ઉમગે છાપજો. ૩
પતિ પતિન લીએ સુખ સાર, પ્રજા પણ સુધરે,
જેથી ભજી તમને હે ઇશ, જીવો આ ઉદ્ધરે. ૪
વ્યવહાર સુધારીને સુખ, દિયો વ્યવહારનુ,
તમ ભક્તિ વધારીને દુખ ટાળો યમ મારનુ, ૫
અવધિએ અરજ છે એજ દુખદ દુર્ગુણ હરો,
નૃસિહ પ્રભુ અબળાના તાપ, શમાવી સુખ કરો, ૬

ॐ

# કાવ્ય જ્ઞાન રશ્મિ.

## રશ્મિ ૧૬.



મંગલ.

પદ ૧. ( ચાલો સાહેલી, ભુવનેશ્વરીના એ લય )

અભિમુખ થઇને, અંતર વહીને, આજ નૃહરિ દર્શન કરીએ,
નયન ભરીને હૃદય ધરીને, નીરખી ઉર હર્ષે ભરીએ,
મંગલમય આ શુભ્ર દિવસે સઉ, જય જય જયને ઉચ્ચરીએ.
નિજ પ્રભુપદમાં મન મતિ સ્થાપી, જીવભાવ આ વિસરીએ;
સ્વરૂપ અનુભવ કરવા કાજે, પ્રભુને પ્રેમ વડે સ્મરીએ,—
તન મનની કરી ઉન્નતિ આજે, સાચી શ્રદ્ધા ઉર ધરીએ,
જેથી ઇશ અનુગ્રહ સહજે પામી ભવ ભ્રમ સંહરીએ.
સમર્થ રક્ષક શિર પર લહીને, નિર્ભય જ્યાં ત્યાં વિચરિએ;—
અર્થ સકલ આ મનના પૂરવા, એજ યત્નને આદરીએ,
જેથી નિરવધિ સુખને પામી, અવિચલ શાંતિમાં સરીએ,
નરહરિ પ્રભુની અતુલ કૃપાથી, ભવ ચક્રે ના કદી ફરીએ;—

# हृदयस्थ ध्येय स्वरुपनी प्रतीति थतां वृत्तिना हर्षोद्गार.

પદ ૨. (આલિંગીનાથ આજે, એ લય. )

નિહાળી ઇષ્ટ અંતરે, આ વૃત્તિ મલકાય છે,
આ વૃત્તિ મલકાય છે, આજે ઉર હરખાય છે. નિહાળી૦
જે કષ્ટ સર્વ ભાંજે, તે ન્યાળી ઇષ્ટ આજે,
એ જ્ઞાનાધિશ જોતાં, અજ્ઞાન વિલાય છે; નિહાળી૦
જે પ્રાપ્તિ અર્થે નિત્યે, પ્રયત્ન કરે પ્રિતે,
રહે જે દૂર નિત્યે, તે નિકટ આ જણાય છે, નિહાળી૦
જે નેતિ કહેવાયે જે વેદમાં સ્તવાયે,
તે ઇષ્ટ તણા પ્રેમે, અંતર ઉભરાય છે; નિહાળી૦
તે ઇષ્ટનેજ જોઇ, વૃત્તિ રહે ત્યાં મોહિ
આ દૃષ્ય ભાન ખોઇ, ધ્યાતા ધ્યેયે ધાય છે; નિહાળી૦
જોઇ પ્રકટ સ્વામી, આ વૃત્તિ શાંતિ પામી,
ઇષ્ટ ગુણ માળા અંતર ફેરવાય છે, નિહાળી૦
અદ્યાપિ હતી દીન, આજે થઇ પ્રસન્ન,
જીવત્વ ટળી આજે, સ્વરૂપે શમાય છે; નિહાળી૦

---

# सर्वत्र दश दर्शन करनार वृत्तिना उद्गार.

પદ ૩. ( જીવજગના પતિને ભજ ભાવથીરે.એ લય. )

અમે ઇષ્ટ નૃહરિનાથ વિના વિશ્વમાંઇ, નહિ અંતરમાં ન્યાળીએ અન્ય.
ઉંચે નીચે તથા સઉ દિશામાંહે, સઉમૂર્ત્તિ લહીએ પ્રભુ જન્ય
દેવીસિદ્ધિ અને વળી મહાનિધિરે, નિજ નાથ થકી માનીએ નિકૃષ્ટ,
અમે કલેશ ભય શોકને નિવારીએરે હૃષિકેશને હૃદયે જોઇ સ્પષ્ટ,
આ મમત્વગ્રંથી ગઇ ગળીરે, જેથી છૂટયો આ કર્મોનો પાશ.
સર્વ દશ્યને તો આત્મરૂપ ભાળીએરે,જોઇ સકલ સ્થલે સચ્ચિદાભાસ;
અમે સર્વ તણું સાચું મૂલ શોધીનેરે, ઉરે પામીએ વાસ્તવ જ્ઞાન,
અમે અજરામર થઇ નિત્ય મહાલીએરે, કરી શુદ્ધ સ્વરૂપ રસપાન,
ઇશ દષ્ટિ સઉ પ્રદેશમાંપ્રસારીનેરે, અમે આપે થઇએ ઇષ્ટરૂપ
જેથી નૃહરિથી અભેદ સર્વ જાણીએરે, હોય શ્રીમંત કે ભૂપ,--



## संयम साधवा सुबोध.

પદ. ૪ ( હું તો પ્રેમની પ્યાસી, એ લય. )

સયમ પ્રેમથી સાધી, હ્રદય જો ઇષ્ટને ધારી,
ઇષ્ટને ધારી, હ્રદય જો ઇષ્ટને ધારી,
ઇન્દ્રિય દશનો કરી વિજય આ વૃત્તિ દે મારી,
નિજ આત્મવત સઉ સૃષ્ટિ જો, તુ તત્વવિચારી;--
જપ ધારણા ને ધ્યાનથી સઉ દોષ નિવારી,
ઉપદિષ્ટ ક્રમમાં નિત્ય વધીને, થા તુ અધિકારી,--
જ્યાં દ્રષ્ટિ ત્યા તુ નિત્ય જોજે વિશ્વવિહારી,
પદ પ્રાપ્ત કર તું ઇષ્ટનું, નિશ્ચય ઉરે ધારી,—
અંતર વડે આ દ્રષ્યથી મન વૃત્તિ ઠરનારી,
મિથ્યા અહ સ્વરૂપ વિલાવી, અર્થ લે સારી,--
ભય દુખ ચિતા દૈન્ય ટાળી તિમિર વિદારો,
કર ભક્તિ પ્રભુની વિશ્વમા જે મોક્ષ તણી બારી,--
નૃહરિ ભજી સ્વરૂપે રમી, કરી પ્રાપ્ત કળ સારી,
ચઇ મસ્ત ફરતુ લાવી નિત્યે, સ્વરૂપ ખુમારી;--

# उत्साह धरवा हितवचन

પદ ૫ (પ્રભુવિણુ કોઇની કરીશ ન આશ. એ લય, )

ધર વીર ઉર ઉત્સાહ તુ આજ,
આ જગમા ઉત્સાહ વિના કઇ, કાર્ય કદી ન સધાતુ,
તેથી નિરૂત્સાહી ન બન તુ, ઉર સુખ તેથી ન થાતુ;—
વિશ્વપતિ દ્રષ્ટિ કરી જો કો નિરુત્સાહી જણાયે,
પશુ પક્ષીપણ પ્રતિક્ષણ કાર્યે, ધરી ઉત્સાહને ધાયે,—
નિરૂત્સાહી રણમાં બનતાં , અર્જુનને ઉર વિષે,
જય અર્થે ધારણ કરવાને, ઉત્સાહ સૂચવ્યું ઇશે.—
વિવિધ વિદ્યા દેશ વિદેશે , પ્રસરી રહી જે ન્યાળે,
તે જનના ઉત્સાહથી પ્રસરી, વિચારી જો આ કાળે,—
સદ્ગુરુ વળી ક્ષણ આપે શુ, આજ્ઞા તે સ્મર ભાઇ,
સૂચવે એ ઉત્સાહને ધરશો, તો ભળશો પ્રભુમાંહિ,—
ઉત્સાહ સીડીપર માટે તુ, પગ ધરી આજે જાજે,
નિષ્ફલતાના પ્રસગ ઉપજે, પણ નિરૂત્સાહી ન થાજે;—
પ્રભુ પ્રસન્ન ઉત્સાહ જોઇને, અપૂર્વ તારો થાશે,
નિજમય સત્વર કરશે તુજને જય યશ તારો ગાશે,—
સાધ્ય કરી એ પહેલું સાધન, પછી જપ આદિ સાધી,
અંતર ઉતરી ઇશરૂપ થાજે, પ્રભુ અતે આરાધી;—



## अनुभववा योग्य वस्तुविना सघळुं जोयुं वृथा छे.

પદ ૬. ( હરિ થા સ્મરી નિત્ય નરહરિ એ લય. )

અનુભવ્ય જો ન અનભવ્યુ, તો સર્વ જોયુ વૃથા થયુ,
છો બિબ ચદ્ર તણુ દીઠુ, (પણ) અમૃત ન તેનુ પીધું મીઠું,
તો મુખ્ય ફલ તેનુ ન કશુ, જોયું બધું નિષ્ફલ ગયુ,–
છો સૂર્યનુ રશ્મિ લહ્યુ, જીવન ન તેમાનુ ગ્રહ્યુ,
તેમાનુ બળ નવ મેળવ્યું તો વ્યર્થ તનુ તાપે દહ્યુ;–
બાગે ભલે વૃક્ષો કર્યાં, તેમાંથી ફળ જો ના ગર્યાં,
( તો ) અર્થો ન તેથી કશા સર્યાં, વાવેલુ તેનુ ના ફળ્યુ;–
ભોજન વધાર્યાં ને તળ્યા, ખારાં અને ખાટાં ગળ્યાં,
ખાધાં, ન પણ પોષણ મળ્યા, તો વ્યર્થ એ મોં દુખવ્યુ;
જાણ્યું હવામા છે રહ્યુ,–બળ વાચ્યુ પણ નવ અનુભવ્યું,
તેમાંથી પણ તે ના ગ્રહ્યુ, તો શ્વસન કષ્ટજ ના ફળ્યું,—
શબ્દો કહ્યા પાંડિત્યના, વચનો વદ્યાં શાસ્ત્રો તણાં,
શ્રોતાતણાં દુઃખ ના હર્યાં, તો વ્યર્થ તે સઘળુ લવ્યું,—
સદ્ગુરૂ તણા શરણે જઇ, વૃત્તિ વિરોધી ના દહી,
ગુરૂ સ્વરૂપમાં સ્થિરતા ન થઇ, તો અફલ તેહ શરણ ગ્રહ્યું;—
વિજયી જગે જેને થવુ, અનુભવ્ય તેણે અવનવુ;
શોધી અનુભવીને જવુ,–લક્ષ્યે પરમ જ્યાં સઉ રહ્યું;—

---

# आत्मरविनी रश्मिरुप भान करती वृत्तिना उद्गार.

પદ ૭ ( મન પરદેશી છાંડ ચલે. એ લય. )

પ્રભુ સૂર્ય કેરી, રશ્મિ હુ છુ
પ્રકાશને પ્રસરાવતી રશ્મિ જેમ ગગનમાં રાજે.
મુજ આત્માની રશ્મિ બનીને, ઉર પ્રકાશુ આજે,—
પ્રકટ સૂર્ય કેરી રસ્મિઓ જેમ ન સૂર્યથી ન્યારી,
મુજ આત્માભાનુથી પૃથકૃતા, તેમ જણાય ન મારી,—
સમુદ્રના મોજામાં બળ જેમ, સમુદ્રમાથી આવે,
મુજ આત્મા તદ્વત મુજ ઉરમા, નિત્યે બળ પ્રકટાવે,—
ભૂમી ભેદીને, વિદ્યુત બળથી, રશ્મિ નીચે જાતાં,
તદ્વત જીવત્વ પટ ભેદીને, વિચરૂ છુ હુ જ્યા ત્યાં,—
સદ્ગુણ છુપ્યો ખીલી ઉઠે, પ્રકાશ થાતા મારો,
અજ્ઞાન ઉલુક છૂપાઇ જાતુ, જ્યા માગે ઝળકારો,—
અભિન્ન સૂર્યથી હુ છુ તેથી રહુ સૂર્યની સાથે,
વિશ્વ વિષે વ્યાપુ પણ મારો, સબધ સૂર્ય સગાથે;—
આત્મરવિમાથી હુ નિત્યે, સમગ્ર બળને લઉ છુ,
ગ્રહણ કરે જે મુજ પ્રકાશને, તેને પ્રેમે દઉ છુ,—
આત્મરવિ રશ્મિની ભાવના, મુજ ઉર સત ચિત વ્યાપે,
જ્યારે જે કઇ જોઇએ મારે, ચિદ્રવિ તે આપે,—

## आत्माविना अन्य कशुं स्थिर नथी.

પદ ૮ (વાલમજી વહેલા વળજો રે. એ લય.)

જો જો શુ જગે સ્થિર ભાસે રે, દ્રષ્ટિ કરીને,
સ્થિર આત્મસ્વરૂપ જણાશેરે, જો જો ફરીને.
પરિવર્તન તો આ વિશ્વે, વસ્તુ સકલનુ થાતું,
કદિ એક રૂપે ન જણાતુ, કદિ ન જણાતું રે,—
નગરીને સ્થળ વન થાતુ, વન સ્થળમા નગ બની જાતુ,
સિંધુ સ્થલ રણ દેખાતુ, રણ દેખાતું રે,—
ક્ષણમાં જે ગિરિ દેખાતો, ક્ષણમાં તે ખીણરૂપ ભાસે,
અસ્તોદિત સૂર્ય જણાશે, સૂર્ય જણાશે રે;–
થતું કમનીય ક્ષણ માંહિ જે, નભ, તારા ચદ્રપ્રકાશે,
વળી ક્ષણ અભ્રે છવાશે, અભ્રે છવાશેરે,—
આ કાળ, ઋતુ ને વૃષ્ટિ, નિત્યક્રમથી બદલાતાં,
સુખ દુ ખ પણ આવી વિલાતાં, આવી વિલાતાંરે;—
આ બાલ, યુવા ને વૃદ્ધા,–વસ્થા જે ત્રય વહેતી,
સ્થિરતાથી એક ન રહેતી, એક ન રહેતી રે,––
લક્ષ્મીપતિ રંક થાતો, લક્ષ્મી સકલ અળપાતાં,
વળી રંક થતો ધનદાતા, ધનનો દાતા રે,—
એમ વિશ્વ સકલના પામે, રૂપાતંરો આ પદાર્થો,

તેને સ્હાતાં સરે ન સ્વાર્થો, સરે ન સ્વાર્થો રે;—
અંતર મન મતિને ઇંદ્રિયો, વૃત્તિ અને આ બુદ્ધિ,
ત્યાં પણ થતી હાનિ વૃદ્ધિ, હાનિ વૃદ્ધિરે,—
અવિચલ રૂપે તો રહેતુ આ આત્મસ્વરૂપ અંતરમાં,
( એ ) જો જો વિચારી તે ઉરમાં તેહજ ઉરમાંરે,—
આ શબ્દ લક્ષણા વૃત્તિ–ને તેહ સ્વરૂપમાં સાંધી,
શમી રહેવુ પ્રભુ આરાધી પ્રભુ આરાધી રે,—

## कर्तव्य प्रति लक्ष न राखनार मनुष्यने उपालंभ.

પદ ૯. ગજલ ( જગતના નાથને જોયા. એ લય. )

અરે તેં શુ કર્યું આને, જીવન આ વ્યર્થ ગાળ્યુ છે.
દીઠુ ના સુખ પણ નિત્યે, વૃથા મન ત્યાંજ ઢાળ્યુ છે—
કદી સ્થિરતા ન ધરી ચિતે, સુશાસ્ત્રો વાચીયા પ્રીતે,
વિષયની વાતમાં નિત્યે, નિરંતર ચિત્ત વાળ્યુ છે—
અતિ વેઠી વિપદ ભારી, દીઠી નહિ સુખની બારી,
તથાપિ વૃત્તિ ત્યા તારી, ધરીને દુઃખ ભાળ્યુ છે—
મૃગજળેથી શું તૃષા જાશે, વલોવી પાણી શુ ખાશે,
નકામા યત્નને, ત્રાસે, હ્રદયબળ આમ બાળ્યુ છે—
ત્યજી દઇ રત્નને કાચે, મતિ કાં તારી ત્યાં રાચે,
ખરૂં સુખ પામવા સાચે, પ્રભુપદ શું ! તે ઝાલ્યું છે—
શીતલતા શું અનિલ દેશે, વિષયે ભમી તૃપ્તિ શું લેશે,
ભ્રમણુ ત્યજી અંતરે વહેશે, ખરે તો દુઃખ ટાળ્યુ છે—

## सुख अर्थे शुं करवुं.

પદ ૧૦ ( ત્રિભુવન પ્રતિ તારનાર, વ્હાર કરો. એ ચાલ. )
સુખને શોધતા તુ શીદ દુખ ધરે ભારી,
દુખ ધરે ભારી જરા જો ઉરે વિચારી—
શેમાં રહ્યુ સત્ય સુખ, સુખ કયુ હરે નિત્યનું દુખ,
વિચારી તે પ્રતિ થઇ અભિમુખ સુખ લે અવિકારી—
જે સુખ પામી સર્વ પમાય, જે સુખે દુખ માત્ર જાય,
ઇચ્છા સઘળી શમી જાય, શોધ તે સુખ ભારી--
અન્ય સુખો ન રહે ત્રિકાલ, સમજી તે સુખો ન ઝાલ,
સાચા સુખે વૃત્તિ ઢાળ, બોધ આ સ્વીકારી—
છે આત્મા સર્વ સુખાધિષ્ઠાન, આત્મ સુખ તે સત્ય જાણુ,
આ સુખ મૂળને ગ્રહેવા સુજાણુ કહે અતિ પુકારી—
સુખનો સિંધુ ત્યજી અગાધ, ન દૃષ્ય કુપે પ્રીતિ બાંધ,
સ્વરુપ સુખને નિત્ય આરાધ, જે સુખ છે દુ.ખહારી--
વિષય વિષ સુખનુ પાન, કરીને તારૂ ગયું છે ભાન,
પી હવે આણી હૃદયસાન, સ્વરુપ સુખામૃત વારી—
જે છે સર્વ સ્થલે વ્યાપ્ત, આત્મસુખ તે કરીને પ્રાપ્ત,
થઇ રહેજે નિત્ય આપ્ત, છે તારી પછી બલિહારી—

# सद्गुरु अनुग्रह पात्रज शरीरनी रचना जाणी शके छे.

પદ ૧૧. ( મારે મોઢે મનાવા. એ લય. )

ખરે નહિ કઇ જણાય, ના વિચારે સમજાય,
સર્વ ક્રિયા શરીરે કોનાથી કરાય,
સર્વ ઈંદ્રિય ગ્રામ, કરે નિયમિત કામ,
કોણ ગુપ્તપણે તેને કરે છે સહાય,—
વૈખરી વાણી આદિ ચાર, જેના ભિન્ન ભિન્ન પ્રકાર,
તેમાં સુક્ષ્મપણે કોણ રહ્યુ ના તે કળાય,—
નેત્ર જોતા રૂપ તમામ, આ સુંદર આ છે શ્યામ,
એ જોનાર કોણ, તે ના કોથી પણ લહાય,—
શબ્દ સર્વ શુણે કાન, રાખી શબ્દ માહિ ધ્યાન,
શ્રવણ કરનાર કોણ તે ના કદીએ ભળાય,—
જાગ્રત સ્વપ્ને સદાય, વળી સુષુપ્તિ માંહ્ય,
કોણ અદૃષ્ય રહે છે, શી રીતે તે દેખાય;—
સર્વ કરણ સમુદાય, ક્રિયાવાન જેથી થાય,
એ કરનાર કોઈ મહાન, એતો નક્કી સમજાય,—
જે છે સર્વના મહારાજ, આ સઉ ભૃત્ય કરે કાજ,
કોણ નૃપ એનાં કયા છે, તે ના કલ્પ્યું કલ્પાય;—
સર્વ મનુષ્ય કરે વિચાર, સુઝે પણ ના લગાર,
મર્મ જાણે તેજ જે છે, શરણ્ય સદ્‍ગુરૂ પાય;—

## स्वरुपानुभवोद्गार प्राप्त वृत्ति.

પદ ૧૨ ( શો બ્રહ્મનાદ ગાજે, એ લય. )

સ્વરૂપ આજ મારૂ, મે ઉર લચ્યુ ચારુ.
શમ્યું આજે આ અધારૂ ચૈતન્યમા,
સ્વરૂપ સુખ તુલ્ય નહિ સુખ ભાસે અન્યમાં,—
સ્વરૂપે શમતાં ટળી ગયાં, આવરણુ ને અજ્ઞાન,
દૃષ્ય સકલ સુખ રૂપ લહ્યુ, થતાં સ્વરૂપનુ જ્ઞાન,
અભ્ર અવિદ્યાનુ ગયુ પ્રકટતા સ્વરૂપ ભાણુ,
ક્રોધ ક્લેશ ઉલુક તો આ ત્યાગી ગયા નિજ રહેઠાણુ.
વૃત્તિ મારી ભુલી આ દૃષ્ય ભાન;—
સ્થૂલ સુક્ષ્મ કારણે શમી જઇ જાણ્ગો મર્મ,
મહાકારણુમાં સ્થિર થતા, બળ્યાં અગામિક કર્મ.
ચિત્ત મારૂ ગળી ગયું આજે પદ અનન્યમા—
આ, તે, તુ, એ ભેદ જે, તેહ સકલ ઉર માંહ્ય,
જાણ્ગી અનુભવી અતમાં, ધ્યાતા ધ્યેય બની જાય,
પચ કોશથી અતીત સ્વરૂપ જોયુ ધ્યાનમાં,
સતત સ્વરૂપમય થતા હવે વહું ન હુ અજ્ઞાનમાં,
આનંદ રૂપે શમુ, નિત્ય વહી જ્ઞાનમાં,—
અખડ ચિદાનદે અનુભવુ, સ્વરૂપ જ્ઞપ્તિથી ઉર,
અણુ પરમાણુએ લહ્યો, સ્વરૂપોદધિ ભરપુર,
જડયુ સર્વ આજ શરીરે, જવુ ન પડયુ અરણ્યમા,—

## પ્રભુપ્રેમી ભક્તની સ્થિતિ કેવી હોય છે.

પદ ૧૩ ( લિલા શી વર્ણવું છે ગતિ ન્યારી. એ લય. )

રમતાં જેહ પ્રભુ પદે, લહે શાંતિ, ટાળી ભ્રાંતિ,
નહિ તેને હ્રદયે ઉઠે, મિથ્યા કલીત વિચારો,
વહે નિત્ય ઉન્નતિ માર્ગે, દહીને વિકારો—
થયું શુદ્ધ જેનું હ્રત્સર, સુવિચાર મૌક્તિક ત્યાં તો,
ઉપન્જ્યાં તે ભક્ષી તેને, પૂર્ણ તૃપ્ત થાતો,—
નથી આ શુભાસરમાં, કંટક પુષ્પો ઉપજતા,
તનમનના પોષણ દાતા, પુષ્પો નિપજતાં,—
અલૌકિક જળ આ સ્થળનું, પૂર્ણ શિતળતાવાળું,
પીતાં શમે સઘળા તાપો, એવું બળવાળું,—
ઉંડે ઉંડે જાપે જન તે, બાહ્ય પ્રપંચ ભુલી,
અનુપમ સુખને પામે, મહાનંદે ડૂલી,—
સરિતા જેમ સાગરમાંહિ, મળતાં સાગર રૂપ થાતી,
થતાં ઐક્ય આનંદ હોડે, રહે ઉભરાતી,--
તેમ આ પ્રભુમાં શમતાં, (તેની) દુઃખ ભીંતિ ચાલી જાતી,
સ્થળ સ્થળમાંહિ તેને; શાંતિ દેખાતી,--

---

## चितिस्वरुप दर्शन.

પદ ૧૪. ( પ્રભુ પ્રજાની દાદ દીલ ધરજો. એ લય. )

હૃદયાકાશે ભાળ્યુ આજ, મે તો અવનવુ કંઇ,
અજ્ઞાન ટળી જ્યોતિ શી જણાતીરે;
    નથી આજ લગી આવુ કદી જણાયું,
    હૃદયમાંથી તિમિર સઘ તો હણાયું.
શાંતિ અલૌકિક મુજને ભળાતીરે:
    મોહ શોક દુ ખ આદિ સંગીમારા,
    આજ થતાં પ્રકાશ થઇ રહ્યા ન્યારા.
જોઇ ચિંતા ભીતિ, અસુયા છૂપાતીરે,—
    મન વૃત્તિને સ્થિર થયા ભાળુ,
    હૃદય પદ્મ ખીલી થયું તેજવાળુ,
જોઉં પૂર્વ સ્થિતિ સર્વ ફરી જાતીરે;—
    ક્રમે ક્રમે પ્રકાશ વધતો જાતો,
    મને આનદ અત્યંત ઉર થાતો,
વારવાર જોતા તૃપ્તિ ન થાતીરે,—
    નહિ સુઝે પ્રકાશ કયાંથી આવે,
    કરૂ વિચાર તો એ ધ્યાનમાં નાવે,
આ ચમત્કૃતિ મુજને ન સમજાતીરે,–
    અરે જાણ્યુ આ જ્યોતિ શાની ભાસે,
    પ્રકટ જોઉં ચિતિ રવિ હૃદયાકાશે,
જોતાં વૃત્તિ હર્ષે ચિતિમાં વિલાતીરે;—

---

# संयममां प्रेम राखनार वृत्ति.

**પદ ૧૫.** ( બદલાયું સ્થળ જે શાંતિ પ્રસારી, એ લય.)

સંયમમાં, અતિશય પ્રેમે આજે સ્થાપું આ મન મારૂં,
જે બળથી સર્વ પમાતુ, તે બળને કેમ હુ વિસારૂ,—
જે સાધે અજ્ઞાન વિલાતું, દૈવી જ્ઞાન તો સદ્ય સધાતુ,
જે બળથી જીવત્ર હણાતું, જે ઉન્નતિ કરનારૂ,—
એ સંયમના બળને પામી, થયા ઘણા જોયા નિષ્કામી,
વશ કરી શકતા અંતર્યામી, તે સયમ હું ધારૂ—
સયમમા વધતાં અતિ પ્રીતિ, ટળતી સત્વર સર્વ વિપત્તિ,
તન મનની સર્વોત્તમ શક્તિ, જે બળ છે દેનારૂ,—
સત્યજ્ઞાન જે બળથી આવે, જે બળ હૃદયે ઇશ પ્રકટાવે,
ગુપ્ત હસ્યો જે બતલાવે, આ સયમ બળ ચારુ;
યત્ન કર્યો વીણ કોઇ ન જાણે, જે સંયમને વેદ વખાણે,
અનુભવી પાત્ર હૃદય તે નાણે, ત્યજી મારૂ તારૂ,—
અપાર યત્ન કરીને પણ હુ, આ સયમ બળને હુ અનુભવું,
કરવાનુ કાંઇ રહે ન નવુ, તે બળને ગણુ પ્યારૂં,

———

## સદ્‌ગુરુસંગ એજ સત્ય છે.

પદ ૧૬. ( જસોદાના જાયા ડાહ્યા. એ લય. )

સાચા સંગી જોયા એકજ, વિશ્વે ગુરૂ મારારે,
દુ:ખો સર્વ ખોયાં ક્ષણુ ના રહેતા કદી ન્યારારે;—
નિકટ રહીને સર્વદા, રક્ષે મુજને નાથ,
કરૂં જો અવિહિત ક્રિયા, સત્વર ગ્રહેતા હાથ—
નિશ્ચિત થઇને હુ હવે, ફરૂ જગતની માંહ્ય.
દશ દિશ જોતાં ભય નહિ, છે સમર્થ ગુરૂની છાય;—
નેત્રે ન્યાળુ ઇષ્ટને, વાણીથી રટુ નામ,
પ્રભુ સગે રહી શાંતિથી, ગાળું અષ્ટે યામ;—
જીવપણુ મારૂ સર્વ મે, અર્પ્યું પ્રભુપદ માંહ્ય,
અવિદ્યાનો એક અશ પણુ, નજરે કદી ન જણાય;
અનુભવુ શાંતિ અવનવી, નષ્ટ થયા ત્રય તાપ,
થાતાં શ્રી સદ્‌ગુરૂ કૃપા, બળી ગયા સહુ પાપ,—
સમર્થ રક્ષક શીર પરે, જોઇ રહુ હુ અભિત,
ચિતા એક ન ભાસતી, પ્રસન્ન રહેતુ ચિત્ત,—
ક્ષણુ ના હવે રહી શકુ, કદીએ મુજ પ્રભુ વીણુ,
અતુલ પ્રીતિ છે માહરી, જેમ જળ પ્રતિ રાખે મીન;—
ધારી આનદ અતરે, ગાઉ પ્રભુ ગુણુ ગાન,
સમીપ પ્રભુને ન્યાળીને, રહુ પ્રભુ પદે મસ્તાન,—

# स्वरुप सुखनी बलिहारी.

પદ ૧૭ ( પૂર્ણ પ્રકાશ આજે જ્ઞાનનો આવે. એ લય. )

સ્વરૂપ સુખતો છે અવિકારી,
વૃત્તિ રાખે છે એમાં જે જન જારી. સ્વરૂપ૦
ભવભય કલેશ તેને ન સ્પર્શે,
સચ્ચિતિ સુખમાં તો તે જઇ ઠરશે.
ચિતિ પ્રકાશે મોહ ધ્વાન્ત નીવારી. સ્વરૂપ૦
દુઃખદ સંસૃતિ તેને સુખરૂપ થાતી,
ભયન ભ્રાંતિ સર્વ તેની વિલાતી;
અંતર બાહ્ય જો તો વિશ્વવિહારી; સ્વરૂપ૦
દ્રશ્ય માત્ર એતો હરિમય જોઇ,
ધૈર્ય ધરીને રહે ચૈતન્યે મોહી,
કિલષ્ટ કૃતિથી રાખે નિજવૃત્તિ ન્યારી. સ્વરૂપ૦
પંચભુત કાર્યને અનિત્ય જાણી,
લેશ ન સત્સુખ તેમાં પ્રમાણી,
વૃત્તિ સમુહ દેતો સ્વરૂપમાં ઠારી; સ્વરૂપ૦



# सामर्थ्यनी प्राप्ति अर्थे इष्टस्तुति.

પદ ૧૮. ( મુખો ગાડી દેખી મલકાયે, એ લય. )

સામર્થ્ય આજે દો એવુ દયાળુ, કે જેથી સર્વ દુઃખોને હું ટાળું
ઇપ્સિતાર્થ પામું હું અંતે આનંદથી, સદા સ્વરૂપ નિહાળુ,
મલિન અંતઃકરણ સદા હું સુધારી, કરૂ હુ શુદ્ધ તેજવાળુ સા.
મારા દુર્ગુણો હું સર્વે ત્યાગી દઉં, કાઢુ હું કલેશ રૂપી જાળું,
સાધન સાધુ હું આગ્રહથી પ્રીતે, જોવા આપ રૂપ રઢિયાળું, સા.
શુદ્ધ વિચારને હું સેવી નિત્યે, આપ પ્રતિ મન વાળું,
કરજો કરુણા જેથી પ્રભુ હું, પીઉ જ્ઞાનામૃત પ્યાલું. સા.
અજ્ઞાન અંતરમાંથી હુ નિવારી, વિષયો હુ દુઃખરૂપ ભાળું,
ઇપ્સિત આ એક પૂર્ણ કરો પ્રભો, સત્સુખમાં નિત્ય મહાલુ. સા.



## अडग भक्ति करवा विषे.

### પદ ૧૯ ઠુમરી.

હરિને ભજતાં નિંદે જગ જન, (તે) અંતરમાં નવ ધરીએ રે,
સાચે પ્રેમે શ્રીહરિ ભજીને, ભવસાગરથી તરીએ રે. ટેક.

વિઘ્ન અધિકાં આવી નડે કદી, તોએ ધૈર્ય ન તજીએ રે,
દૃઢ પ્રયત્ને સ્થિરતા ધારી, ક્ષણુ ક્ષણુ ઇષ્ટને ભજીએ રે. ૧

જેમ જેમ કષ્ટ પડે આ ભવમાં, તેમ તેમ દૃઢતા ધારી રે,
ત્યાગી અહંમમ ઉરથી સત્વર, જીવને લેવો તારી રે. ૨

પૂર્વે કષ્ટ પડયાં ભક્તોને, તોપણુ પ્રભુ ના છોડયા રે,
પ્રસિદ્ધ છે તે સત્શાસ્ત્રોમાં, જે દુ:ખ હરિએ મોડયાં રે. ૩

સર્વને આશ્રય એ છે મોટો, મોહાંધ જીવ ના ભાળે રે,
મન વાણીએ ચિંતે પ્રેમે, તેને તે સંભાળે રે. ૪

માટે સર્વ સમયમાં ભાવે, તે પ્રભુના યશ ગાવા રે,
મનને મારો યોગ્ય વિચારે, જગમાં સુખીયાં થાવા રે. ૫

---




પદ ૨૦.–ઠુમરી.

હરિને ભજતાં નિંદે તોપણ, અંતરમાં નવ ધરીએ રે,
સાચે પ્રેમે હરિ ભજીને, ભવસાગરથી તરીએ રે. ટેક
અનેક વિઘ્નો આવી નડે કદી, તેથી ધૈર્ય ન તજીએ રે,
દ્દઢ પ્રયત્ને સ્થિરતા ધારી, ક્ષણ ક્ષણ ઇષ્ટને ભજીએ રે, ૧
જેમ જેમ કષ્ટ પડે આ ભવમાં, તેમ તેમ દ્દઢતા ધારી રે,
અહં મમને ઉરથી ત્યાગી, જીવને લેવો તારી રે. ૨
પૂર્વે ભકતોએ કષ્ટ સહ્યાં પણ, શ્રીહરિ શરણ ના છોડયું રે,
સતશાસ્ત્રોમાં પ્રસિદ્ધ તે છે, ભકતો તણું કષ્ટ મોડયું રે. ૩
આપણને છે આશ્રય મોટો, જગજન તે ના ભાળે રે,
મન વાણીથી સ્મરણ ન મુકવું, જેથી ઇષ્ટ સભાળે રે. ૪

---

# श्री परमात्मां अभेद अनुभववा अर्थ पुण्यतम दिवसे याचना.

પદ ૨૧ (હરિ ગુરુવિણ મારો કર કોણ ઝાલેજી)—એ લય.

શુભતમ દિવસે પ્રભો ! પાય લાગુજી,
કરી પુજન પુણ્યતર માગુ રે હાં,
અવિદ્યા નિહાળી શત યોજન ભાગુજી,
એવુ બળ દો જે સ્વરૂપમાં જાગુરે હાં. શુભતમ૦—ટેક.

અતરે નિરિક્ષણ નિત્ય નિત્ય કરતીજી,
વેષો વિધવિધ વૃત્તિઓ ધરતીરે હાં;
ત્રિગુણની સ્વારીઓ સુખથી ફરતીજી,
આ ઉપાધિમા સુરતા ન ઠરતીરે હાં શુભતમ૦—૧

પૂર્વ કૃત કર્મ સઉ સસ્કારો મહાલેજી,
ક્રિયમાણ પણ નિજશિર ધાલેરે હાં,
ઉભય મળીને ત્યાંતો વિષયોને ઝાલેજી,
પણ વિષયો ન સુખ સાચુ આલેરે હાં. શુભતમ૦—૨

કો ક્ષણ એથી વિરૂદ્ધ નિહાળુજી,
દશ્યભાન ભુલી સ્વરૂપને ભાળુરે હાં,

મનમતિ ગળતાં વિટંબણા ટાળુજી,
દશેદિશ લહુ તત્ત્વ એ રૂપાળુરે હાં. શુભતમ૦—૩

ત્રિપુટીનું જ્ઞાન ત્યાં તો ન રહેતુજી,
ચિદાકાશમા દ્વૈત કો લહેતુરે હાં,
અવર્ણનીયનુ વર્ણન કહો કોણુ કહેતુજી.
થાતાં અનન્ય તત્ત્વમાં સર્વ વહેતુરે હાં. શુભતમ૦—૪

દ્વિવિધ સ્થિતિ ટાળી પ્રેમો ! એકમાં રાખોજી,
એમા સ્થિર થવા કૃપારશ્મિ નાખોરે હાં
કીરણુ પ્રતાપે થાય કર્મોની રાખોજી,
આશા ફળશે એ શુભવર ભાખોરે હાં. શુભતમ૦—૫

---

## કર્ત્તવ્યમાં સુધારો કરવા બહેનોને વિનતિ.

પ ૨૨–રાગ, પરજ.

બહેનો ! સુખ લેવાને ધારોરે, પ્રેમે નિજ કૃતિને સુધારોરે ટેક૦
કૃતિએ સુધરે વૃત્તિઓ સુધરે, સુધરે સર્વ સંસાર;
અન્ય સુધારા કરતાં એથી, પામીશુ સત્વર પાર. બહેનો૦ ૧
સાચું બોલી સાચે પથે, વહેવુ નિશદિન બહેન;
એજ ખરાં છે ધર્મના કામો. જેથી મળે સુખ ચેન.બહેનો૦ ૨

પતિ સુધારે પ્રજા સુધારે, છોડી લ્હાવાની લાલ્ય,
લ્હાવો નથી પણ લ્હાળો જાણી,પડતા બચો એ માંહ્ય.બ્હેનો૦ ૩

બાળ પ્રજાનો લ્હાવા કાજે, કેવા કરોછો હાલ;
લ્હાવો તો લ્હાળો થઇ હ્રદયે, થઇને પડે છે સાલ બ્હેનો૦ ૪

સુખ વસ્યાં છે સદાચરણમાં, નથી અન્યની પાસ;
ભીતર ધનને છોડી ભટકો, વન વન થાવા નિરાશ. બ્હેનો૦ ૫

ધર્મનીતિના માર્ગો ભુલ્યાં, ભુલ્યાં શાસ્ત્રની શીખ;
મનમુખી થઇ જગમાં ફરતાં, માગવી પડતી ભીખ.બ્હેનો૦ ૬

આને નિયમિત કામો ન કરવાં, એજ મ્હોટી છે કુટેવ;
તે ટાળીને ઉદ્યમી થાવા, પાડવી સદા સુટેવ. બ્હેનો૦ ૭

જૂઠી લવારી મિથ્યા ભક્તિ,-કરવાથી શુ સુખ,
તે ત્યજી શાસ્ત્રાજ્ઞાને સમજી, ટાળવું આપણ દુખ બ્હેનો૦ ૮

દુર્ગુણ છોડી મનને જોડો પતિ પ્રભુને પાય,
સર્વને આપ સમાન ગણીને, વસવુ આ જગમાંહ્ય. બ્હેનો૦ ૯

---

## इष्टस्तुति.

### પદ ૨૩ શિખરિણી.

સદા હું માગું છું, પ્રભુચરણુમાં પાય પડીને,
હૃદે આવી રેજો નવ કહું કદી નાથ લડીને.
ન દેશો વિસારી નિજ ગણી કૃપા દૃષ્ટિ કરજો,
હણી દોષો ત્રાતા, શુભગુણુથકી ઉર ભરજો;
ન માગું સ્વામી હું, ત્રિવિધ સુખની આશધરીને,
નમીને માગું જે, ભવભ્રમણુમાં ના'વું ફરીને;
જગે જીવો ઝાઝા, ચડી ચડી ફરી નાથ પડતા,
ન સ્થિતિ એ થાવા, મુજ મન તણી માંગુ દૃઢતા.
નીભાવી રાખીને પ્રભુ, ચરણુ લેજો હું દીનને,
પ્રીતિબાંધું એવી, જળનિધિ અને જેમ મીનને,
પ્રભુ ભાવે નિત્યે, મુજમન સદા એવું કરજો,
પ્રભો લક્ષે રાખી, મુજ હૃદયમાં સદ્ય ઠરજો.



## अभ्यर्थना.

**પદ ૨૪** (સુમન સુગંધિત, સરસ સુરંગીત એ લય)

સત્સુખકારક, જનિમૃતિ હારક, વિઘ્ન વિદારક નમીએજી.
અકળ અમળ જય નૃહરિ સકળસ્થળ, આપચરણુમા શમીએજી.
સંસૃતિ ભયહર અજર અમરકર, નિજરૂપ સદ્મે રમીએજી,
અભય થઇને ગુરૂકળ લઇને ત્રિન્ધે શત્રુ સમુહને દમીએજી.
વિજય પ્રવર્તક ઇશ આપને, શાર લહી ભવે ન ભમીએજી.
વિરકતી ધારી દઢ વિષયમાં, બ્રહ્મ ભોજ્ય નિત્ય જમીએજી,
વિશ્વપતિનુ સ્તવન ઉચ્ચરતાં, દુ:ખો આવી પડે તે ખમીએજી;
દેજો એવુ આપરૂપે થઇ, ઓત પ્રોત વિરમીએજી



# બાલકોનો બંધુ.

શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગ તરફથી આ નવીન માસિક પ્રકટ કરવામાં આવ્યુ છે. મનુષ્ય જીવનને સાર્થક કે નિરર્થક કરવાનુ સામર્થ્ય શિક્ષણમાં રહેલુ છે અને શિક્ષણનો પાયો બાલ્યાવસ્થાથીજ જો ઉત્તમ પ્રકારનો રચાય છે. તો મનુષ્યનુ ભવિષ્યનુ જીવન સાર્થક થયાવિના રહેતુ નથી. બાલ્યાવસ્થામાં આવુ શિક્ષણ આપવાના સાધનો પ્રાશ્ચાત્ય પ્રજામાં જ્યારે અસખ્ય જેટલાં છે, અને નવા થતાં જાય છે ત્યારે આપણા દેશમાં તે નહિ જેવાંજ છે શિક્ષણની આવી એક બળવાન ખોટ પૂરી પાડવાના હેતુથીજ આ માસિકનો પ્રારભ કરવામા આવ્યો છે અને તેમાં સામાન્ય વિકાસને પામેલી બુદ્ધિવાળા બાળકો ઘણી સરળતાથી સમજી શકે તેવા વિષયો તથા રસમય બોધક વાર્તાઓ વીગેરે આપવામાં આવે છે. જેટલુ તે તમારા બાળકોને ઉપયોગી છે તેટલુંજ તે તમને પોતાને છે તમારૂ તથા તમારા બાળકોનું જીવન સુધારવાના માર્ગમાં તમને તે અત્યંત સાહાય્ય અર્પનાર થશે બાળકો પ્રીતિથી ગ્રહણ કરે તેવા આકર્ષક ચિત્રવાળુ મુખપૃષ્ઠ કરવામા આવેલુ છે તેનુ કદ પણ બાળકોને રૂચિકર થાય તેવુ છે વાર્ષિક ઉપહાર પણ પ્રમાણમાં ઓછુજ રાખેલુ છે. ટપાલ ખર્ચ સાથે માત્ર રૂપીઓ.૧-૦-૦

**વ્યવસ્થાપક, ' બાલકોનો બધુ ' વડોદરા.**

# દિવ્ય મૂર્ત્તિ.

## ( લેખક–શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન )

શ્રી વિશ્વવદ્ય સ્મારક ફડને સહાય્ય અર્પવાના હેતુથી આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યુ છે. અદ્ભુત રસમાં લીનકરી વૃત્તિ સમીપ સર્વોતમ લક્ષને સ્થાપનાર નવલકથા આ વિના બીજી તમનેભાગ્યેજ મળશે. કિમત રૂા. ૧–૦–૦

મળવાના ઠેકાણાં. વ્યવસ્થાપક. મહાકાલ વડોદરા.
તંત્રી ચદ્રપ્રકાશ–સુરત.

# કાવ્યકુસુમ.

જ્ઞાન તત્વવિચાર, તથા ભક્તિરસથી સપૂર્ણ ભરેલાં ઉત્તમોત્તમ પદ્યોનો સગ્રહ આ પુસ્તકમાં આપવામા આવ્યો છે વળી આધુનિક નાટકના પ્રસિદ્ધગાયનોના રાહમાં તે બનાવેલાં છે. નાટકના ગાયન ગાવાનો શોખ રાખ્યા કરતાં આવા જ્ઞાનબોધક પદ્યો ગાવાનો અભ્યાસ રાખવો હજાર દરજ્જે સારો છે. પુસ્તકને બહારથી તેમજ અદરથી સુદર રીતે છપાવી શોભાવવામા આવ્યુ છે; તમે તેને મગાવશો તો અવશ્ય પ્રસન્ન થશો. જો તમને ગાવાનો શોખ ન હોય તો પણ આ પુસ્તક તેમાં આવેલા વિધવિધ બોધક વિષયને લીધે એક વખત વાંચવા ભલામણ કરવામાં આવે છે. તેનું મૂલ્ય માત્ર આઠ આના રાખવામાં આવ્યુ છે. પોષ્ટેજ. ૦–૧૦–૦ વ્યવસ્થાપક, ચંદ્રપ્રકાશ–સુરત.

---

# પ્રાણાયામ ભાગ ૨.

પ્રાણાયામ સબંધી બાકી રહેલ બાબતને આ પુસ્તકમાં સમાવવામાં આવેલી છે તે તૈયાર થાય છે નામ નોંધાવો.

**ઉપરનાં સર્વ પુસ્તકો મળવાનું ઠેકાણું પ્રભુશંકર નરભેરામ વ્યાસ**

તંત્રી ચંદ્રપ્રકાશ–સુરત.

---

# અગત્યની સૂચના.

અમારે ત્યાં દરેક જાતના ગજીફ્રાક, મોજા, સેન્ટ, હેર ઓઇલ, બટન, દવા, વીગેરે સામન ભાવથી મળે છે. આ સીવાય દરેક જાતનો સ્ટેશનરી સામાન પણ વેચાય છે.

---

# સદ્બોધ સ્તવન માળા.

ચંદ્રપ્રકાશમાં આવેલા રસિક પદ્યોનો સગ્રહ મૂલ્ય માત્ર બે આના પોસ્ટેજ ૭ પાઈ.

---

# મહ્યવાન રત્નો.

નિરાશામા ગરકાવ થયેલ મનુષ્યને તેમાંથી બહાર કાઢનાર પ્રોત્સાહન વચનથી ભરપુર પુસ્તક મૂલ્ય માત્ર ૭ પાઇ. પોસ્ટેજ પાચ નકલ સુધી ૭ પાઇ. રૂપૈયા એકની સામટી લેનારને ૪૦ ) આપવામા આવે છે.

---

# વિજયી કોણ થાય છે. !

વિજયની વ્યાખ્યા દર્શાવનાર ત્રણ રગમાં છાપેલો સુંદર કાર્ડ. મૂલ્ય નવ પાઇ.

---

# ગુજરાતી ભાષામાં સરસ રીતે લખાતું માસિક.

# ચંદ્રપ્રકાશ.



---

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૮ | ઉદયે | હૃદયે |
| ૨ | ૦ | પદ ૮ | પદ ૨ |
| ૨ | ૭ | દશ દશ | દશ દિશ |
| ૩ | ૬ | તદપી | તદપિ |
| ૩ | ૧૪ | બાહ્યતર | બાહ્યાંતર |
| ૫ | ૬ | કાદે વિધવિધ દાન | વિધિએ સંધ્યા સ્નાન |
| ૯ | ૬ | આપનાશી | અવિનાશી |
| ૧૧ | ૦ | भारित | भारति |
| ૧૪ | ૧ | સતી | શ્રી |
| ૧૮ | | स्वागतूम | स्वागतम् |

આ સીવાય એ અઢારમા પૃષ્ઠ ઉપર જ્યાં स्वागतूम શબ્દ છે ત્યાં स्वागतम् સુધારીને વાંચવો.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૮ | ૯ | સત્સાધાનાભ્યાસી | સત્સાધનાભ્યાસી |
| ૧૮ | ૧૪ | શુ શ્રુષા | શુશ્રુષા |
| ૧૯ | ૩ | પૃથ્વી | પૃથ્વિ |
| ૧૯ | ૧૧ | પટ્ | પટ |
| ૨૧ | ૧૧ | સઘન | સઘને |
| ૨૨ | ૪ | બ્રહ્મ રંધ્રેથી | બ્રહ્મરંધ્રેથી |
| ૨૨ | ૬ | વાયુન | વાયુ ન |

| | | | |
|---|---|---|---|
| ૨૨ | ૧૧ | એક મેકને | એકમેકને |
| ૨૩ | ૫ | સ્ફુરણુન | સ્ફુરણુ નું |
| ૨૪ | ૬ | ક મર | કમર |
| ૨૭ | ૧ | મસ્તાની | મસ્તાનની |
| ૨૭ | ૨ | મસ્તાની | મસ્તાનની |
| ૨૭ | ૧૮ | કહી | કરી |
| ૨૯ | ૮ | ન્યાળગ | ન્યાળ |
| ૩૨ | ૫૬ | ૧૬ | ૧૫ |
| ૩૨ | ૪ | દેખાય | દેવાય |
| ૩૨ | ૧૦ | અભયપથથી | અભયપથકી |
| ૫૮ | ૧ | ભાક્તથી | ભક્તિથી |
| ૫૮ | ૩ | ાવષય | વિષય |
| ૫૮ | ૧૬ | અમ્રિમો | અગ્નિનો |
| ૫૯ | | ધ નાશ્રી | ધનાશ્રી |
| ૯૭ | ૫ | અંતઃપર | અતઃપર |
| ૧૦૦ | ૪ | લક્ષ્ય | લક્ષ |
| ૧૦૨ | ૨ | સ્થતિમાં | સ્થિતિમાં |
| ૧૦૯ | ૪ | કાર્યે | કાર્ય |
| ૧૦૯ | ૭ | જગંજન્મથી | જગન્મથી |
| ૧૦૯ | ૧૧ | કરીએ | કરી એ |
| ૧૧૦ | ૩ | હરત | સહસ |

| | | | |
|---|---|---|---|
| ૧૧૦ | ૭ | ક્ષનિ | ક્ષતિ |
| ૧૧૨ | ૭ | ભાક્ત | ભક્તિ |
| ૧૧૨ | ૮ | શુશુ | શિશુ |
| ૧૧૪ | ૧૨ | મધુકર | મધુર |
| ૧૧૪ | ૧૨ | કઠે | ક ઠે |
| ૧૧૬ | ૭ | હુન્માસસર | હૃદમાનસસર |
| ૧૧૮ | ૧૫ | અશ્વર્યની | ઐશ્વર્યની |
| ૧૧૯ | ૩ | અયે | અરે |
| ૧૧૯ | ૪ | પ્રસરાવી | છે પ્રસરાવી |
| ૧૨૨ | | ધન્યાશ્રી | ધનાશ્રી |
| ૧૨૬ | ૯ | સમરો | અમરો |
| ૧૨૮ | ૩ | મોહબ્ધિ | મોહાબ્ધિ |

૧૩૨ માં પાનાથી ૧૩૭ પૃષ્ઠ સુધી પદનો સંખ્યાંક એક એક ઓછો વાંચવો.

| | | | |
|---|---|---|---|
| ૧૩૫ | ૧૬ | જળ | જગ |
| ૧૪૧ | ૫ | દે નારી | દેનારી |

☞ આ સીવાય બીજી પણ ભુલો—આ પુસ્તક માત્ર આઠ દિવસ જેટલા અલ્પ સમયમાં તૈયાર કરેલું હોવાથી—ઘણી રહી જવા પામી હશે તે સદ્વિવેકી વાંચકોએ ક્ષન્તવ્ય છે.